ISPG-52

Jamaat-e-Islami Hind :
Pashchadbhoomi, Sevao
ane Karyapadhdhati

# જમાઅતે ઈસ્લામી હિંદ

## પશ્ચાદભૂમિ, સેવાઓ અને કાર્યપદ્ધતિ

લે. મૌલાના સૈયદ જલાલુદ્દીન ઉમરી

• અનુવાદ •
મુહમ્મદ અમીન શેઠ

# અનુક્રમણિકા


પ્રકાશક તરફથી ........................................ ૪

પ્રસ્તાવના ........................................ ૫

સ્થાપનાની પશ્ચાદભૂમિ ........................................ ૭

શૈક્ષણિક અને બૌદ્ધિક સેવાઓ ........................................ ૧૬

ઈસ્લામનું આમંત્રણ, સમાજ સુધારણા અને જનસેવા ........................................ ૨૨

સુધારણા અને પ્રશિક્ષણની રીત ........................................ ૩૦

પ્રશિક્ષણની વ્યવસ્થા (વાંધાઓનો જવાબ) ........................................ ૩૭

પ્રશિક્ષણ અંગે કેટલાક સૂચનો ........................................ ૪૩

નીતિ અને કાર્ય-પદ્ધતિ ........................................ ૫૧

بسم الله الرحمن الرحيم

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

દીને-ઈસ્લામને અલ્લાહતઆલાએ તમામ મનુષ્યો માટે એક જીવન-વ્યવસ્થાના રૂપમાં અવતરિત કર્યો છે. આ દીન અલ્લાહતઆલાની કૃપા છે. આ દીનને માનનારાં-મુસલમાનોની પ્રાથમિક ફરજ છે કે આ દીન પર પોતે પણ અમલ કરે અને જે લોકો નથી જાણતા તેમના સુધી અલ્લાહના આ સંદેશને પહોંચાડે. દુર્ભાગ્યે ખૂબ ઓછા મુસલમાનો પોતાની આ જવાબદારીથી વાકેફ છે. આ સંદર્ભમાં જ જમાઅતે ઈસ્લામી હિંદે એ પ્રયાસ આદર્યો કે મુસલમાનો સાચા અર્થમાં સંપૂર્ણપણે ઈસ્લામને અનુસરનારા બને તથા તેમના સામૂહિક પ્રયત્નો દ્વારા દેશબંધુઓ ઈસ્લામથી સંપૂર્ણપણે વાકેફ થઈ જાય. એ રીતે જમાઅતે ઈસ્લામી હિંદની પ્રવૃત્તિઓ વ્યાપક સ્તરે ફેલાયેલ છે.

એક એવું રાષ્ટ્રવ્યાપી દીની સંગઠન, જે આટલા ઉચ્ચ ધ્યેય સાથે, સાત દશકાઓથી દેશમાં કાર્યરત હોય, અને જેની શાખાઓ દેશના તમામ રાજ્યોમાં અસ્તિત્વ ધરાવતી હોય તેને સૌ જાણતા હોય તે સ્વાભાવિક છે. પરંતુ દેશ અને મિલ્લતની વાસ્તવિક પ્રગતિ અને સફળતામાં તેની ખરેખર ભૂમિકા અને સેવાઓ શું છે, તે કેવી રીતે કામ કરે છે, તે લોકોને જીવનના કેવા ઉચ્ચ ધ્યેયનો પરિચય કરાવે છે વગેરે વિગતથી કદાચ એટલા અવગત ન પણ હોય. તેથી જમાઅતનો પરિચય આપતી પુસ્તિકાઓ ભારતની મોટાભાગની પ્રાદેશિક ભાષાઓમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ સંદર્ભમાં ગુજરાતીમાં પણ આ પુસ્તિકા પ્રસિદ્ધ કરવામાં આવી રહી છે.

પુસ્તકના આદરણીય લેખક મૌલાના સૈયદ જલાલુદ્દીન ઉમરી હાલ જમાઅતે ઈસ્લામી હિંદના રાષ્ટ્રીય અધ્યક્ષ છે, વિશ્વપ્રસિદ્ધ ઈસ્લામી વિદ્વાન છે અને આરંભથી જ જમાઅત સાથે જોડાયેલા છે. તેથી તેમણે જમાઅતની પશ્ચાદભૂમિનો, તેની નીતિઓ, કાર્યક્રમો અને તેની પ્રાથમિકતાઓનો, જુદા-જુદા ક્ષેત્રોમાં ફેલાયેલી તેની પ્રવૃત્તિઓ અને સેવાઓનો સંક્ષિપ્તમાં, પણ સુંદર શૈલીમાં પરિચય કરાવ્યો છે. આશા છે કે વાચકો જમાઅતે ઈસ્લામી હિંદને આના દ્વારા સારી રીતે જાણી-સમજી શકશે.

**ડૉ. શકીલ અહમદ**

ચેરમેન, ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત

بسم الله الرحمن الرحيم
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

જમાઅતે ઈસ્લામી હિંદ આપણા આ દેશની એક પ્રચલિત દીની જમાઅત (સંગઠન) છે. તેનું વિધિસર એક બંધારણ અને નિર્ધારિત નીતિ છે. તેના વિશે વ્યાપક સાહિત્ય ઉપલબ્ધ છે. તેની દા'વત (સંદેશ) ફેલાઈ રહી છે; વિશેષતઃ એક નોંધપાત્ર શિક્ષિત વર્ગ તેનાથી પરિચિત પણ છે અને પ્રભાવિત પણ. દેશ અને મિલ્લત (મુસ્લિમ સમાજ) માટે તેની સેવાઓ પણ જાગૃત લોકોથી અજાણી નથી. તે પોતાના કાર્યો અને પ્રવૃત્તિઓ બંધારણ હેઠળ કરે છે. જમાઅતના વિભિન્ન વૈચારિક અને વ્યવહારિક પાસાઓ વિશે માસિક 'ઝિંદગીએ નઉ' (ઉર્દૂ)ના સંપાદકીય પૃષ્ઠોમાં વખતોવખત મને વિચાર પ્રદર્શિત કરવાની તક મળતી રહી છે. આ સંક્ષિપ્ત લેખો અથવા તંત્રી લેખોને લોકોએ ખૂબ પસંદ કર્યા અને અમુક સામયિકોમાં પ્રસિદ્ધ પણ થયા. તેનાથી એવો વિચાર ઉદ્ભવ્યો કે તેને સંકલિત કરીને પ્રકાશિત કરવામાં આવે, જેથી જે લોકોની પાસે જમાઅતના વિશાળ સાહિત્યથી લાભ ઉઠાવવા માટે સમયનો અભાવ છે, તેઓ તેનાથી અમુક અંશે વાકેફ થઈ જાય. આ લેખોના અંતે દરેકમાં તેના પ્રસિદ્ધ થવાનો મહિનો અને વર્ષ આપી દેવામાં આવેલ છે, પરંતુ આ લેખોને યથાવત માસિક 'ઝિંદગીએ નઉ'માંથી લઈ લેવામાં આવેલ નથી, બલ્કે તેમાં ઠેક-ઠેકાણે સુધારો-વધારો અને ફેરફાર કરવામાં આવેલ છે. આનાથી આશા છે કે અપેક્ષિત હેતુ સારી રીતે સિદ્ધ થશે અને તેની ઉપયોગિતામાં પણ વધારો થશે. દુઆ છે કે અલ્લાહતઆલા આ પ્રયાસને કબૂલ કરે, નિષ્ઠા અને નિખાલસતા પ્રદાન કરે અને સદ્કાર્યો કરવાની પ્રેરણા આપે.

— જલાલુદ્દીન

# સ્થાપનાની પશ્ચાદભૂમિ

ઈસ્લામ અલ્લાહતઆલાનો અંતિમ દિન છે. અલ્લાહનો આ દીન દરેક પાસાઓથી અને દરેક રીતે સંપૂર્ણ દીન છે, અને જ્યાં સુધી આ દુનિયાનું અસ્તિત્વ છે તે સમય સુધી છે. તેમાં કોઈ વધારો-ઘટાડો કે બાકાત અને સુધારો કરવાનો કયામત સુધી કોઈને અધિકાર નથી. જમાઅતે ઈસ્લામી હિંદ પોતાના દરેક કાર્યમાં તેનાથી માર્ગદર્શન પ્રાપ્ત કરે છે. તે એ જ વાતો પર ભાર મૂકે છે, જેના પર ઈસ્લામે ભાર મૂક્યો છે અને એટલો જ ભાર મૂકે છે જેટલો ઈસ્લામે મૂક્યો છે. જે કાર્યને ઈસ્લામે જેટલું મહત્ત્વ આપ્યું છે, તે તેના સમીપ તેટલા જ મહત્ત્વને પાત્ર છે અને જે કાર્યને ઈસ્લામે મહત્ત્વ નથી આપ્યું, તેની દષ્ટિએ પણ તેનું મહત્ત્વ નથી. તે ઈસ્લામને તેના આ જ પૂર્ણ સ્વરૂપમાં સ્થાપિત કરવા અને વર્ચસ્વ અપાવવા ચાહે છે. આ જ જમાઅતનો ઉદ્દેશ્ય છે અને આ જ તેના તમામ પ્રયત્નો અને સંઘર્ષનું કેન્દ્ર અને ધરી છે.

૨૬ ઓગષ્ટ ૧૯૪૧ના દિવસે જમાઅતે ઈસ્લામીની સ્થાપના કરવામાં આવી. તે સમયે આખી દુનિયામાં પશ્ચિમની વિચારધારાની બોલબાલા હતી. સત્ય તે હતું, જેને પશ્ચિમ સત્ય ઠેરવે અને જેને તે અસત્ય કહે, તેના અસત્ય હોવા વિષે કોઈ દલીલની જરૂર નહોતી. સ્વયં આપણા દેશ ઉપર પણ આ જ વિચારધારાઓ છવાયેલી હતી. આ તમામ વિચારધારાઓનો પાયો અનિશ્વરવાદ (બીજા અર્થમાં નાસ્તિકતા) ઉપર હતો. જે પ્રથમ પગલે જ ખુદા, રસૂલ અને આખિરતનો ઈન્કાર કરીને આગળ વધે છે. તેની કૂખથી ત્રણ મોટી વિચારધારાઓએ જન્મ લીધો.

એક વિચારધારા હતી રાષ્ટ્રવાદની. તેણે એ કલ્પના આપી કે કોમો (અર્થાત્ રાષ્ટ્રો) ભૌગોલિક સીમાઓ, ભાષા, વંશ કે ધર્મના આધારે અસ્તિત્વમાં આવે છે. એક ખાસ વિસ્તારમાં રહેનારાઓ અથવા ખાસ ભાષા બોલનારાઓ અથવા વિશેષ વંશ કે વિશેષ ધર્મથી સંબંધિત લોકો એક એકમ છે. તેઓ બીજાઓથી ભિન્ન અને સ્વતંત્ર છે, કોઈ બીજી કોમને તેમના ઉપર રાજ કરવાનો અધિકાર નથી. તેમના ઉપર સ્વયં તેમની મરજી ચાલશે અને પોતાના મામલાઓ તેઓ પોતે નક્કી કરશે.

બીજી વિચારધારા લોકશાહીની હતી, જે બતાવે છે કે કોમોની રાજકીય શક્તિનું

કેન્દ્ર તેની પ્રજા છે. તે જ તેમની રાજકીય વ્યવસ્થા અંગે નિર્ણય કરી શકે છે અને તેને જે રીતે ચાહે ચલાવી શકે છે. તેમને જ કાનૂન ઘડવાનો અધિકાર છે અને જે વસ્તુને પ્રજાનું સમર્થન પ્રાપ્ત હોય, તે વૈધ કાનૂન છે અને જેને તે ન સ્વીકારે, તે અનુચિત અને અવૈધ છે.

ત્રીજી વિચારધારા સામ્યવાદ અથવા સમાજવાદની હતી. તે માનવીના આર્થિક જીવનને એક ખાસ દિશા આપે છે. આ વિચારધારા મુજબ સમગ્ર માનવ-ઈતિહાસ આર્થિક સંઘર્ષનો ઈતિહાસ છે. આ સંઘર્ષ શ્રમ અને મૂડી (ધન) વચ્ચે નિરંતર ચાલતું રહે છે. મૂડી શ્રમનું શોષણ કરે છે અને શ્રમ પોતાના હક્કની માંગણી કરે છે. આ સંઘર્ષને સમાપ્ત કરવા માટે તેણે કહ્યું કે જીવન માટેનાં સાધનો અને ઉત્પાદનના સ્રોતો અમુક વ્યક્તિઓના હાથમાં ન હોય, બલ્કે તેના ઉપર રાજ્યનું નિયંત્રણ હોય અને રાજ્ય દરેક વ્યક્તિની પ્રાથમિક જરૂરતો ઉબલબ્ધ કરવા માટે જવાબદાર હોય.

સમગ્ર વિશ્વમાં આ જ વિચારધારાઓની ચર્ચા ચાલી રહી હતી કે દેશમાં સ્વતંત્રતા આંદોલન શરૂ થયું. કોંગ્રેસ અને પછી મુસ્લિમ લીગ ઉભરીને સામે આવી અને આ બંને આંદોલનો સમગ્ર દેશ પર છવાઈ ગયા. કોંગ્રેસનું નેતૃત્વ જે લોકોના હાથમાં હતું, તેઓ પશ્ચિમના ચાહક અને પશ્ચિમી વિચારધારાઓથી પ્રભાવિત હતા. સ્વતંત્રતાની કલ્પના પણ તેમને પશ્ચિમથી જ લીધી હતી અને આઝાદી પછી દેશનું નિર્માણ પણ તેઓ પશ્ચિમની વિચારધારાઓ અનુસાર કરવાની ઈચ્છા રાખતા હતા.

પશ્ચિમ એ વિચારધારા પર સંતુષ્ટ હતું કે ધર્મ મનુષ્યનો અંગત અને ખાનગી મામલો છે. તેના માટે એ પ્રશ્નનું કોઈ મહત્ત્વ જ નહોતું, બલ્કે નિરર્થક હતો કે રાજકીય સમસ્યાઓમાં ધર્મથી આદેશ પૂછવામાં આવે અને તેનાથી માર્ગદર્શન મેળવવામાં આવે; તેથી સ્વતંત્રતાની લડત એવી રીતે લડવામાં આવી રહી હતી કે ધર્મ કોઈપણ વ્યક્તિ કે સમૂહનો અંગત મામલો છે. સરકાર ન તો તેમાં હસ્તક્ષેપ કરશે અને ન તે સરકારી મામલાઓમાં હસ્તક્ષેપ કરશે.

આઝાદીના આ આંદોલનમાં મુસલમાનોની જે જમાઅતો (સંગઠનો) કોંગ્રેસથી નજીક હતી અથવા તેને બળ પૂરું પાડી રહી હતી, તેમણે વિચાર્યું કે હિંદુસ્તાનમાં, જ્યાં મુસલમાનો લઘુમતીમાં છે, તેમના માટે રાજકીય રીતે આ જ એક માત્ર માર્ગ છે કે તેઓ દેશબંધુઓ સાથે મળીને આઝાદીની લડત લડે અને કોઈ ધર્મથી તેનો સંબંધ જોડવામાં ન આવે. જેથી તેમણે રાજીખુશીથી અથવા રાજકીય વિવશતા અને સંજોગોના તકાદાઓને આધીન એ વિચારધારાને વ્યવહારૂ રૂપે સ્વીકારી લીધી હતી કે ધર્મનો રાજકારણથી કોઈ સંબંધ નથી. તેથી તેમના વચ્ચે ચર્ચાનો એ મુદ્દો જ નહોતો કે ઈસ્લામના પ્રકાશમાં આ સમગ્ર આંદોલનની સમીક્ષા કરવામાં આવે અને તેને ઈસ્લામી રૂખ આપવામાં આવે.

પછી એ પ્રશ્ન તો દૂર-દૂર સુધી તેમના નજીક ઊભો જ થયો નહોતો કે ભવિષ્યમાં દેશની વ્યવસ્થા ઇસ્લામના પાયા પર સ્થાપિત થઈ શકશે કે નહીં. તેના માટે કોઈ પ્રયત્નનો તો ઉલ્લેખ જ નથી.

જ્યાં સુધી મુસ્લિમ લીગનો સંબંધ છે, તે મુસલમાનો માટે એક અલગ હોમલેન્ડ (સ્વતંત્ર દેશ)ની માંગણી કરી રહી હતી. તેના માટે તે વારંવાર ઇસ્લામનું નામ લઈ રહી હતી, પરંતુ ન તો તેના આગેવાનોની જિંદગીઓ ઇસ્લામનું પ્રતિનિધિત્વ કરી રહી હહી અને ન તેનું સામૂહિક વલણ એ વાતનો સંકેત આપી રહ્યું હતું કે તેમના અપેક્ષિત હોમલેન્ડ પર ઇસ્લામનું શાસન હશે અને ઇસ્લામી વ્યવસ્થા સ્થાપિત થશે.

ઘણી દીની પ્રતિભાઓએ પણ તેનો સાથ આપ્યો. તેમની દૃષ્ટિએ કદાચ એ વાત હતી કે મુસલમાનોનો એક અલગ દેશ અસ્તિત્વમાં આવ્યા પછી ત્યાં ઇસ્લામનું જ શાસન હશે, પરંતુ તેની કોઈ સ્પષ્ટ કલ્પના તેમના માનસમાં નહોતી.

મુસલમાનોમાં કોંગ્રેસ અને લીગથી જે લોકો સંબંધ ધરાવતા હતા, તેમના સિવાય પણ મોટી-મોટી ધાર્મિક હસ્તીઓ હતી, સંસ્થાઓ હતી અને જમાઅતો હતી. તેમના દ્વારા અમુક ખૂબ જ લાભદાયક સેવાઓ બજાવવામાં આવી રહી હતી. તેમ છતાં એ હકીકતનો ઇન્કાર કરી શકાય તેમ નથી કે દીનની સામૂહિક અને રાજકીય ચેતના ઉમ્મત (મુસ્લિમ સમાજ)માં ખૂબ જ કમજોર હતી. તેને જાગૃત અને મજબૂત કરવાના સાચા અર્થમાં ક્યાંયથી કોઈ સુદૃઢ અને સંગઠિત પ્રયાસો થઈ રહ્યા નહોતા.

કુર્આન અને હદીસ પર નજર રાખનાર કોઈપણ વ્યક્તિ એ વાતનો ઇન્કાર કરી શકતો નથી કે દીન મનુષ્યના સમગ્ર જીવનને પોતાની પકડમાં લઈ લે છે અને જીવનના કોઈ વિભાગને સ્વતંત્ર છોડતો નથી. પરંતુ વ્યવહારિક રીતે દીનને વિવિધ વિભાગોમાં વિભાજિત કરી નાખવામાં આવ્યો છે. તેના અમુક આદેશોનું ચુસ્ત પાલન થઈ રહ્યું હતું અને તેના ઉપર ભાર પણ મૂકવામાં આવી રહ્યો હતો. પરંતુ અમુક બીજા આદેશોથી ગફલત કરવામાં આવી રહી હતી. નાના-નાના મામલાઓએ એટલું મહત્ત્વ પ્રાપ્ત કરી લીધું હતું કે તેની તુલનામાં મોટા-મોટા આદેશોનું મહત્ત્વ નજરથી ઓઝલ થઈ ગયું હતું. વિર્દ અને વઝાઈફ (રટણ અને જાપ) તથા નવાફિલ અને મુસ્તહબ કાર્યો છૂટી જવા માટે તો ચેતવણી અને પૂછપરછ કરવામાં આવતી હતી, પરંતુ આર્થિક અને સામાજિક મામલાઓમાં મોટી-મોટી અવજ્ઞાઓને સહન કરી લેવામાં આવતી હતી. રાજકારણ તો જાણે દીનનું અંગ જ ન હોય, તેમાં ગમે તે પ્રકારનું વલણ અપનાવવાની એક પ્રકારે છૂટ પ્રાપ્ત હતી.

અમૂક જૂથો એક ખાસ વર્તુળમાં ઉમ્મતમાં દીની ચેતના જગાવવાના પ્રયાસો

કરી રહ્યા હતા, પરંતુ દીનને પ્રભુત્વ અપાવવાનો સંઘર્ષ આ વર્તુળમાં આવતો નહોતો. તેઓ શાસન અને સત્તાને અલ્લાહતઆલાનું ઇનામ સમજીને આ સંઘર્ષથી પોતાનું દામન બચાવી રહ્યા હતા અને એ હકીકત આંખોથી ઓઝલ હતી કે કોઈ પણ ધ્યેયને પામવા માટે સંઘર્ષ જરૂરી હોય છે. તે પછી જ મનુષ્ય ઇનામ અને સન્માનને પાત્ર બનતો હોય છે.

ઘણા લોકો એવા પણ હતા જેમના નજીક ઇસ્લામ ઇતિહાસનો દૃષ્ટાંતરૂપ યુગ હતો. તેઓ તેને ભૂતકાળના એક ઝળહળતા ભાગની હેસિયતથી રજૂ કરતા હતા. તેના ફઝાઈલ (શ્રેષ્ઠતા) અને ગુણગાનથી તેમની જબાનો હંમેશા તર રહેતી હતી. તેણે પેદા કરેલ ગુણો, પ્રેમ, ન્યાય અને સમાનતા, કાનૂન અને રાજનીતિ દરેક વસ્તુના તેઓ પ્રશંસક હતા; પરંતુ એ ખબર નહોતી પડતી કે તેઓ તેની પુનઃસ્થાપના પણ ઇચ્છે છે. તેના માટે તેમના તરફથી કોઈ પ્રયાસો થયા હોય એવું દેખાતું નહોતું. એ નિર્ણય કરવો પણ મુશ્કેલ હતું કે છેવટે શું તેઓ તેને આજના યુગમાં પણ અમલ કરવા યોગ્ય સમજે છે કે નહીં?

મુસલમાનોમાં એવા લોકોની પણ કમી નહોતી, જેઓ સામૂહિક મામલાઓને ધર્મથી સ્વતંત્ર રાખવા માગતા હતા. તેઓ ક્યારેય પાછા વળીને એ જોવા સુદ્ધા તૈયાર નહોતા કે સંસ્કૃતિ અને સભ્યતા, શાસન અને રાજકારણ વિષે ઇસ્લામનું પણ કોઈ માર્ગદર્શન છે કે નહીં? તેઓ ધર્મને અંગત જીવન સુધી જ સીમિત રાખવા માગતા હતા, જો કે તેમનું અંગત જીવન પણ મહદ્અંશે તેનાથી આઝાદ થઈ ચૂક્યું હતું.

મુસલમાનોએ સેક્યુલર (ધર્મનિરપેક્ષ) પ્રકારની સંસ્થાઓ પણ ઊભી કરી દીધી હતી અને તેમના શુદ્ધ દીની ઇદારાઓ પણ હતા. સેક્યુલર સંસ્થાઓનો હેતુ મોટા ભાગે રાષ્ટ્રીય અને ભૌતિક હતો. તેઓ માત્ર ઇસ્લામી દૃષ્ટિકોણથી વિચારવા અને કામ કરવા તૈયાર નહોતા, બલ્કે એમ કહેવું પણ કદાચ ખોટું નહીં ગણાય કે આ પ્રકારની ઘણી સંસ્થાઓ ઇસ્લામની સાચી કલ્પનાથી જ ખાલી હતી.

મુસલમાનોની જે શુદ્ધ દીની સંસ્થાઓ હતી, તેની ઓળખ એ હેસિયતથી હતી કે તે કુર્આન અને હદીસની તાલીમના કેન્દ્રો છે. અમુક પાસાઓથી તેમના દ્વારા ઉમ્મતને ઘણા ફાયદા પહોંચી રહ્યા હતા. અહીંથી મુદર્રિસો (શિક્ષકો), ખુત્બા અને વાઅઝ કરનારાં ઇમામો, મુફ્તીઓ (ઇસ્લામી આદેશો અંગે દિશાસૂચન કરનારાઓ) અને કાઝીઓ (ઇસ્લામી ન્યાયધીશો) ઉમ્મતને મળી રહ્યા હતા અને એક ખાસ વર્તુળમાં તેની સુધારણા પણ થઈ રહી હતી. પરંતુ આ સંસ્થાઓ મહદ્અંશે એ વાતથી અજાણ હતી કે વર્તમાન સમયમાં કઈ સમસ્યાઓએ મહત્ત્વ પ્રાપ્ત કરી લીધું છે અને ઇસ્લામને કઈ બાબતોમાં પડકારનો સામનો છે. દરેક સંસ્થા કોઈ ખાસ ફિક્હના મસ્લક (પંથ)ની

પાબંદ હતી, અને તકલીદ, તકલીદ-વિરોધ અને રફઅ-યદૈન અને રફ્અ-યદૈન-વિરોધ જેવા પ્રશ્નોમાં ઉલઝેલ હતી અને મૂળભૂત સમસ્યાઓ તરફ એ ધ્યાન નહોતું, જે હોવું જોઈતું હતું.

અમુક જૂથો તઝકિયા અને તહારત (આત્મશુદ્ધિ અને પવિત્રતા) તથા પ્રશિક્ષણ અને ચરિત્ર-ઘડતરની સેવા આપી રહ્યા હતા. આ સેવાના મહત્ત્વ અને મહાનતાથી કોણ ઇન્કાર કરી શકે છે ? પરંતુ તેઓ પોતાના ધ્યેયમાં કેટલી હદે સફળ હતા એ ચર્ચા બાજુ પર રાખીને, એ હકીકતની અવગણના કરી શકાય તેમ નથી કે આ સેવા ઉમ્મતની આંતરિક સ્થિરતા માટે હતી. તેના પાસે બહાર માટે કોઈ આયોજન નહોતું. કોઈ જીવંત ઉમ્મત માટે આંતરિક સ્થિરતા અને મજબૂતીની સાથે બહાર માટે આયોજનની પણ જરૂર હોય છે. બહાર જો કોઈ લક્ષ્ય ન હોય તો તે પોતાના કોચલામાં જ બંધ થઈ જાય છે અને દુનિયા પર છવાઈ જવાની યોગ્યતા તેનામાંથી ખતમ થઈ જાય છે.

આ સંજોગોમાં જમાઅતે ઈસ્લામીની સ્થાપના થઈ. જ્યારે પણ કોઈ આંદોલન ઉભરે છે, તો તેને પરિસ્થિતિ અનુસાર નિર્ણય કરવો પડે છે કે સમયની કઈ વિચારધારા પર ઘા કરવામાં આવે અને કઈ બાબતો પર જોર લગાવવું જોઈએ અને તેને સ્પષ્ટ કરવી જોઈએ. જમાઅતે ઈસ્લામીએ વૈચારિક રીતે જે પાસાઓને સ્પષ્ટ કર્યા, તેમાંથી કેટલાક આ પ્રમાણે છે.

(૧) તેણે બતાવ્યું કે નાસ્તિકતા ધર્મના વિરુદ્ધ એક પ્રતિક્રિયાના રૂપમાં ઉભરી છે. તેના સમર્થનમાં કોઈ મજબૂત દલીલ નથી. સૃષ્ટિનું નિરીક્ષણ, મનુષ્યની બુદ્ધિ અને તેની પ્રકૃતિ આને રદ કરે છે. તેથી તેના પાયા પર ઊભી થતી તમામ વિચારધારાઓ એક ફરેબ અને મૃગજળ છે, જે વ્યવહારમાં પણ નિષ્ફળ થઈ ચૂકી છે. દુનિયા તેનો કડવો અનુભવ કરી ચૂકી છે અને સતત કરી રહી છે. જે લોકો નાસ્તિકતાની અસર હેઠળ ખુદા, રસૂલ અને આખિરતનો ઈન્કાર કરતા હતા, બલ્કે મજાક ઉડાવી રહ્યા હતા, તેમના સામે તેણે ઈસ્લામને એ હેસિયતથી પ્રસ્તુત કર્યો કે તે અલ્લાહનો અંતિમ દીન છે, જે આપણી બુદ્ધિને સંપૂર્ણપણે સંતુષ્ટ કરે છે અને આપણી તમામ સમસ્યાઓને ઉત્તમ રીતે હલ કરે છે.

(૨) ઈસ્લામને અલ્લાહત્આલાનો દીન માનવા છતાં, જે લોકો તેના વિરુદ્ધ વર્તનમાં ગ્રસ્ત હતા અને જેમના જીવન ઉપર બિનઈસ્લામી વિચારધારાઓનું વર્ચસ્વ હતું, જમાઅતે ઈસ્લામીએ તેમના વાણી અને વર્તનના તફાવતને ખુલ્લો કરી દીધો અને બતાવ્યું કે ઈસ્લામ માત્ર અકીદત (આસ્થા) અને મુહબ્બતના પ્રદર્શન માટે નથી, બલ્કે અમલ માટે છે. માત્ર વખાણ અને પ્રશંસા દ્વારા ઈસ્લામનો હક્ક

અદા નથી થઈ શકતો. આ હક્ક ત્યારે જ અદા થઈ શકે છે, જ્યારે તેનું પૂરેપૂરું અનુસરણ કરવામાં આવે.

(૩) જે જૂથોમાં ઈસ્લામ માત્ર ઈબાદતો અથવા અમુક નૈતિકતા સુધી જ સીમિત હતો અથવા જેઓ તેને સમજી-વિચારીને સામાજિક અને રાજકીય જીવનથી દૂર જ રાખવા માગતા હતા, જમાઅતે તેમના સામે એ હકીકતને ખોલી દીધી કે ઈસ્લામ સમગ્ર જીવનમાં અનુસરણની માગણી કરે છે. તે ઈચ્છે છે કે મનુષ્ય તેના સમક્ષ માથું પણ નમાવે અને આજ્ઞાપાલન પણ કરે. તેની જ આજ્ઞા ઘર અને બજારમાં ચાલે, અદાલતની ખુરશીથી તેના જ કાનૂનને લાગુ કરવામાં આવે અને રાજગૃહોમાં તેનું જ પ્રભુત્વ કાયમ રહે. આ આસ્થા અને આચરણની એક સુદૃઢ વ્યવસ્થા છે. તેનો એક ભાગ બીજા ભાગથી જોડાયેલો છે. આ એક એકમ છે, જેના ટુકડા કે ભાગ નથી થઈ શકતા. તેના અમુક આદેશોને માનવા અને અમુક બીજા આદેશોને છોડી દેવું સાચું નથી.

(૪) તે વખતની રાજકીય ચળવળો રાષ્ટ્રવાદના નશામાં ચૂર હતી. રાષ્ટ્રીય દૃષ્ટિકોણ એ હદે છવાયેલો હતો કે તેના વિરુદ્ધની કોઈ વાત સાંભળવી તેમને મંજૂર નહોતું. જમાઅતે ઈસ્લામી આ આંદોલનોથી તદ્દન અલગ રહી અને લોકોને રાષ્ટ્રવાદના નુકસાનથી સચેત કર્યા. તેણે બતાવ્યું કે કોમવાદ (રાષ્ટ્રવાદ) મનુષ્યોમાં નફરત, ઘૃણા, પૂર્વગ્રહના બીજ રોપે છે અને સહિષ્ણુતા અને પ્રેમની ભાવનાને નુકસાન પહોંચાડે છે. જ્યારે તે હદથી આગળ વધે છે તો બીજી કોમને સહન કરવા તૈયાર નથી થતો અને એક કોમને બીજી કોમનો વિરોધી બનાવી દે છે. તેનાથી જ ફાસીવાદે જન્મ લીધો અને વિશ્વ-યુદ્ધના રૂપમાં દુનિયાએ એ તબાહીનો સામનો કરવો પડ્યો, જેનાથી તે આજે પણ શરણ માગે છે.

જમાઅતે ઈસ્લામીએ મુસ્લિમ રાષ્ટ્રવાદનો પણ વિરોધ કર્યો. તેણે યાદ દેવડાવ્યું કે મુસલમાન એક કોમ નથી, બલ્કે એક મિલ્લત છે. આ મિલ્લતને ભૌગોલિક સંજોગોએ જન્મ નથી આપ્યો, બલ્કે તે અમુક સિદ્ધાંતો અને દૃષ્ટિકોણોની બુનિયાદ પર અસ્તિત્વમાં આવી છે. જે આ દૃષ્ટિકોણોને માને, તે મુસલમાન છે અને જે તેમને ન માને, તે તેનાથી બહાર છે. આ ઉમ્મત, જે દીનની વાહક છે, તે કોઈ ખાસ સમૂહનો દીન નથી. તે તમામ મનુષ્યો માટે છે. પરંતુ જો આ ઉમ્મત એક 'કોમ' બની જાય અને એક 'કોમ'ની જેમ વિચારવા લાગે, તો તેમનો દીન પણ એક કોમી દીન કે ધર્મ બનીને રહી જશે. બીજી કોમો (જાતિઓ) અને સમુદાયો માટે તેમાં કોઈ આકર્ષણ બાકી રહેશે નહીં.

રાજકીય ક્ષેત્રે જમાઅતે ઈસ્લામીએ અલ્લાહના શાસન (ઈશ્વરીય શાસન)ની કલ્પનાને સ્પષ્ટ કરી. મનુષ્ય પોતાના જીવન માટે એક નિયમ અને કાનૂન ઈચ્છે છે. કોઈ

કાનૂન વગર તે જીવન વ્યતિત કરી શકતો નથી. પ્રશ્ન એ છે કે આ નિયમ અને કાનૂન કોણ આપે અને કોનો કાનૂન ચાલે ? આના ત્રણ જવાબો સંભવ છે.

એક એ કે, દરેક વ્યક્તિ પોતાના માટે કાનૂન અને નિયમ બનાવવામાં સ્વતંત્ર હોય અને તેના ઉપર કોઈ બીજાનું શાસન ન હોય. આ અસંભવ છે. આનાથી સમાજ સખત અરાજકતા, અવ્યવસ્થા અને અંધાધૂંધીનો શિકાર થઈ જશે; એટલા માટે કે સમાજ દરેક વ્યક્તિની સ્વતંત્ર મરજી મુજબ ચાલી શકતો નથી. તે એવો કાનૂન ઇચ્છે છે, જેના સૌ પાબંદ હોય.

બીજો પ્રકાર એ છે કે, કોઈ એક વ્યક્તિ અથવા અમુક વ્યક્તિઓ ભેગા થઈને કાનૂન બનાવે. એના જ પરિણામે રાજાશાહી, સરમુખત્યારશાહી અને લોકશાહી અસ્તિત્વમાં આવી. જ્યાં સુધી લોકશાહીનો સંબંધ છે, દુનિયાએ તેનો શ્રેષ્ઠ કાનૂની અને રાજકીય વ્યવસ્થાની હેસિયતે વ્યવહારિક રીતે સ્વીકાર કરી લીધો છે. જે દેશોમાં લોકશાહી નથી, તેઓ પણ તેનો વિરોધ કરવાની હિંમત નથી કરી શક્યા. જમાઅતે ઇસ્લામી રાજાશાહી અને સરમુખત્યારશાહીની તુલનામાં તેને સારી જરૂર સમજે છે, પરંતુ એ હકીકત તો છેવટે પોતાની જગ્યાએ અટલ છે કે આ તમામ મનુષ્યો પર મનુષ્યોના શાસનના વિવિધ સ્વરૂપો છે. રાજાશાહી અને સરમુખત્યારશાહી એક વ્યક્તિની સત્તાનું નામ છે અને લોકશાહીમાં વ્યવહારિક રીતે અમુક વ્યક્તિઓનું શાસન હોય છે. એ વાત તદ્દન અપ્રાકૃતિક અને તર્કહીન છે કે કોઈ વ્યક્તિ કે અમુક લોકોને કાનૂન ઘડવાનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત હોય અને બાકીના લોકો તેમના અનુસરણ માટે વિવશ હોય.[1]

સૌથી મુખ્ય વાત એ છે કે મનુષ્યના જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનો ખૂબ જ સીમિત છે, અને તેના સાથે લાગણીઓ અને ઇચ્છાઓ તથા અંગત અને સામૂહિક સ્વાર્થ વળગેલા છે. તેથી તે એવો કાનૂન નથી બનાવી શકતો, જેમાં દરેકને ધ્યાનમાં રાખવામાં આવ્યા હોય, જે દરેકની જરૂરતોને પૂરી કરે અને જેનાથી ન્યાય અને ઇન્સાફના તકાદાઓ કોઈ પક્ષપાત વગર પૂરા થાય. મનુષ્યએ પોતાની બુદ્ધિ, અનુભવ અને પરંપરાઓ હેઠળ જે પણ કાનૂનો બનાવ્યા, તે તમામ નિષ્ફળ થઈ ચૂક્યા છે. તેના પર હઠાગ્રહ કરવો ખૂબ મોટી અણસમજ અને મૂર્ખતા છે.

ત્રીજો પ્રકાર એ છે કે એક સર્વોચ્ચ હસ્તીનો કાનૂન, જે તમામ ખામીઓથી પવિત્ર હોય, માનવી ઉપર શાસન કરે. આ સર્વોચ્ચ હસ્તી કેવળ ખુદાની જ હોઈ શકે છે, જે તેનો સર્જનહાર અને માલિક છે. જમાઅતે ઇસ્લામીએ જુદા-જુદા પાસાઓથી એ હકીકત સ્પષ્ટ કરી અને યાદ દેવડાવ્યું કે તે આપણો 'હાકિમે-તકવીની' (ભૌતિક જગત

૧. આ વિષય પર વધુ ચર્ચા 'નીતિ અને કાર્ય-પદ્ધતિ' પ્રકરણ હેઠળ આગળ આવી રહી છે.

અને પ્રાકૃતિક નિયમોનો નિર્માતા) અને હાકિમે-તશ્રીઈ (કાનૂન બનાવનાર) પણ છે. કાનૂન બનાવવો તેનો અબાધિત અધિકાર છે અને તેનો જ કાનૂન સાચો અને અનુસરણને પાત્ર છે. કોઈ વ્યક્તિ, સંસ્થા કે સમૂહને તેનાથી સ્વતંત્ર રહીને કાયદો ઘડવાનો કોઈ અધિકાર નથી. જે આ અધિકારનો દાવો કરે, તે પોતાની હદથી આગળ વધે છે અને એક એવી હેસિયતનો દાવો કરે છે, જે વાસ્તવમાં તેને પ્રાપ્ત નથી.

સૌથી મહત્ત્વની વાત એ કે જમાઅતે ઇસ્લામીએ અલ્લાહના સાર્વભૌમત્વ અને સત્તાની યાદ દેવડાવવાની સાથે દીનના વર્ચસ્વની કલ્પના પણ ઉભારી. તેણે બતાવ્યું કે ઇસ્લામ પ્રભુત્વ માટે જ આવ્યો છે. કોઈ અન્ય વ્યવસ્થા આધીન અથવા તેનું માધ્યમ કે સાધન બનીને રહેવું તેને કદાપિ માન્ય નથી, અને માત્ર એટલું જ નહીં, બલ્કે તે તો અન્ય તમામ વ્યવસ્થાઓને પોતાના આધીન જોવા માંગે છે. આ હકીકતને જમાઅતે અલ્લાહના સાર્વભૌમત્વના અનિવાર્ય તકાદાની હેસિયતથી પ્રસ્તુત કરી. જ્યારે અલ્લાહ-ત્આલા આપણો વાસ્તવિક શાસક છે, તો એ તદ્દન યોગ્ય અને પ્રાકૃતિક વાત છે કે સમગ્ર જીવન ઉપર તેનું જ શાસન હોય, બંદગી તેની જ થાય, નૈતિકતા તેના જ આધીન હોય, કાનૂન તેનો જ ચાલે, આર્થિક વ્યવસ્થા તેના જ આદેશોની પાબંદ હોય, રાજનીતિમાં તેનાથી જ માર્ગદર્શન મેળવવામાં આવે. તાત્પર્ય એ કે, જીવનના દરેક ક્ષેત્રમાં તેના જ આદેશો અને માર્ગદર્શનનું અનુસરણ કરવામાં આવે. જ્યાં સુધી માનવી પર માનવીનું શાસન છે અને સમગ્ર દુનિયાને નવી-નવી ફિલસૂફીઓ અને વિચારધારાઓ હેઠળ ગુલામીના પાઠ ભણાવવામાં આવી રહ્યા છે, અલ્લાહના દીનને સાર્વભૌમત્વનું આ સ્થાન પ્રાપ્ત નથી થઈ શકતું. એના માટે જરૂરી છે કે નેતૃત્વ અને વર્ચસ્વનું પદ અલ્લાહના દીનને જ પ્રાપ્ત થાય અને દરેક ક્ષેત્રમાં તે નિર્ણાયક ભૂમિકા અદા કરે. આ અત્યંત વિકટ અભિયાનને સર કરવા માટે લાંબાગાળાનો સંઘર્ષ અને કોશિશ કરવી પડશે અને આ માર્ગની મુશ્કેલીઓને સહન કરવી પડશે.

કેટલાક દીની જૂથો જમાઅતે ઇસ્લામીની આ કોશિશને નાપસંદ કરી રહ્યા હતા. તેનો તેમણે વિરોધ પણ કર્યો. જમાઅતે ઇસ્લામીએ તેમની શંકા-કુશંકાઓને દૂર કરી, ખોટા વાંધાઓનો રદિયો આપ્યો અને સાબિત કર્યું કે અલ્લાહનો દીન, જ્યારે વર્ચસ્વ પ્રાપ્ત કરવા માટે આવ્યો છે, તો આ કોશિશ આવશ્યક છે. ઇસ્લામની પરાધીનતા અને તાબેદારી પર સંતુષ્ટ થઈ જવું અને તેને સર્વોચ્ચ કરવાની કોશિશથી અલિપ્ત રહેવું યોગ્ય નથી. આ ઈમાનની કમજોરીની દલીલ છે. ઈમાનનો તદ્દન સ્પષ્ટ તકાદો એ છે કે વ્યક્તિ દીનની પરાધીનતા ઉપર વ્યગ્ર થઈ જાય અને પોતાનું માથું આપીને પણ તેને પ્રભુત્વ અપાવી શકતો હોય, તો પાછીપાની ન કરે. તેના સાથે તેણે દીનના પરાધીન અને તાબેદાર હોવાના નુકસાન સ્પષ્ટ કર્યા અને બતાવ્યું કે તેનાથી દીન અને શરીઅત

(ધર્મશાસ્ત્ર)ના ઘણા વિભાગો વ્યવહારિક રીતે વિલંબિત (સ્થગિત) થઈને રહી જાય છે અને દીનના એ જ ભાગ પર અમલ કરવો સંભવ રહે છે, જેના ઉપર અમલ કરવાની પ્રભુત્વશાળી શાસન-વ્યવસ્થા પરવાનગી આપે. આ પરવાનગી એ હદે જ હોય છે, જે હદ સુધી તેના હિતને નુકસાન ન થતું હોય. પરિસ્થિતિ અનુસાર આ પરવાનગી સીમિતથી અતિ સીમિત પણ થઈ શકે છે અને એક સમય એવો પણ આવી શકે છે કે જ્યારે ઈસ્લામનું નામ લેવું પણ મુશ્કેલ થઈ જાય. પછી એ કે એક સીમિત વર્તુળમાં ઈસ્લામ ઉપર અમલ થાય, તો તેના પરિણામો પણ પ્રગટ થઈ શકતા નથી, જે એ વખતે પ્રગટ થઈ શકે છે, જ્યારે કે દરેક બાજુ તેનું શાસન હોય. (ડિસેમ્બર, ૧૯૮૭)



# શૈક્ષણિક અને બૌદ્ધિક સેવાઓ

જમાઅતે ઈસ્લામીની એક મોટી ઉપલબ્ધિ એ 'ઈલ્મી' (બૌદ્ધિક અને વૈચારિક) મૂડી છે, જે તેણે આપી છે. આ મૂડી અમુક પાસાઓથી ખૂબ જ કીમતી અને મહત્ત્વની છે. તેના વિષયો નવાં છે, તેમાં વૈવિધ્ય છે, સમીક્ષા અને વિશ્લેષણ છે, તેની શૈલી વૈજ્ઞાનિક છે, તે આજની સળગતી સમસ્યાઓની ચર્ચા કરે છે અને તેની જટિલતાઓને ઉકેલે છે, ઈસ્લામ વિશે જે ગેરસમજો જોવા મળે છે તેને તે દૂર કરે છે અને વર્તમાન વિચારસરણીઓ અને દૃષ્ટિકોણોની તુલનામાં પોતાની વૈચારિક અને બૌદ્ધિક શ્રેષ્ઠતાને દલીલોની પૂરેપૂરી શક્તિ સાથે સાબિત કરે છે. તેણે સુરક્ષાત્મક વલણની જગ્યાએ સાહસિક અને સકારાત્મક રીત અપનાવી અને એ હિંમત અને સાહસની સાથે ઈસ્લામનું પ્રતિનિધિત્વ કરવાની ફરજ બજાવી કે આજના સાહિત્યમાં તેનું ઉદાહરણ ભાગ્યે જ મળશે.

જમાઅતે ઈસ્લામીના બૌદ્ધિક કામનો આરંભ દેશના ભાગલા પૂર્વે મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી (રહ.) એ કર્યો. ભાગલા પછી પણ મૌલાના મરહૂમે પોતાના જીવનના અંતિમ સમય સુધી આ કામને ચાલુ રાખ્યું. જમાઅતે જે વિભિન્ન કામો અંજામ આપ્યા, તેમાં અન્ય જ્ઞાની લોકો પણ સામેલ રહ્યા. જો આ સમગ્ર કામનું અવલોકન કરવામાં આવે તો જણાશે કે તેમનો હિસ્સો પણ ઓછો મહત્ત્વનો નથી. તેમાં બીજા કેટલાક એ લોકોનો પણ સહયોગ મળ્યો, જેમનો જમાઅત સાથે વિધિસર સંબંધ નહોતો, પણ જમાઅતે તેને પણ પોતાનું જ કામ સમજ્યું.

જમાઅતે ઈસ્લામીએ જે પ્રકારનું બૌદ્ધિક કામ કર્યું છે, તેના વિષે એમ તો નથી કહી શકાતું કે જમાઅતની સ્થાપના પહેલાં અથવા તેના પછી એવું કામ આ દેશમાં નહોતું થઈ રહ્યું. તેમ છતાં એ પણ એક હકીકત છે કે જમાઅત સિવાય કોઈએ પણ આટલા વ્યાપક આયોજનની સાથે આગળ વધવાનો પ્રયત્ન નથી કર્યો.

જમાઅતના બૌદ્ધિક કાર્યમાં શું ખામી છે, ઈસ્લામની સામે જે સમસ્યાઓ છે તેના પર વધુ કયા પાસાઓથી કામ કરવાની જરૂરત છે અને કયા વિષયે સંશોધન બાકી

છે, અહીં આ બધા પ્રશ્નોની ચર્ચા નથી. તેના ઉપર અલગથી ચર્ચા થઈ શકે છે. જમાઅતે પોતાની શક્તિ પ્રમાણે જે સેવા પ્રદાન કરી છે, અત્યારે માત્ર તેનું થોડું વિશ્લેષણ પ્રસ્તુત કરવામાં આવી રહ્યું છે.

(૧) જમાઅતે પ્રથમ દિવસથી અનુભવ્યું કે ઈસ્લામનો સાચો પરિચય જરૂરી છે. આ પરિચય ન હોવાના કારણે ઈસ્લામ વિષે જાત-જાતની ગેરસમજો જોવા મળે છે. આની જરૂર મુસલમાનો અને બિનમુસ્લિમો બંને માટે છે. તેથી જમાઅતે તેમનાં વિભિન્ન બૌદ્ધિક અને વૈચારિક સ્તરને સામે રાખીને ઈસ્લામના પરિચયનો પ્રયત્ન કર્યો અને અત્યારે પણ કરી રહી છે. જે વ્યક્તિ ઈસ્લામને સાચા સ્વરૂપમાં સમજવા ઈચ્છે, તેને જમાઅતે આ વિષય પર તૈયાર કરેલ સાહિત્યથી મોટી મદદ મળી શકે છે. તેના મનમાં રહેલી ગૂંચો ઉકલી શકે છે અને તેના પ્રશ્નોનો તાર્કિક, યોગ્ય અને દલીલસભર જવાબ મળી શકે છે.

(૨) નાસ્તિકતા અને અનિશ્વરવાદે વર્તમાન યુગને પોતાના પંજામાં જકડી રાખ્યો છે. તેની તમામ વિદ્યાઓ અને હુન્નર માનવીને ખુદાના ઈન્કાર ભણી લઈ જાય છે. તેના પરિણામે વહી અને રિસાલત (ઈશવાણીનું અવતરણ, સંચેતના અને ઈશદૂતત્વ), હશ્ર અને નશ્ર (પ્રલય અને પુનર્જીવન) તેમજ જન્નત અને દોઝખ જેવી અદૃશ્ય-પરોક્ષ હકીકતોને હાસ્યાસ્પદ સમજવામાં આવે છે અને તેને સમજમાં ન આવે એવું અને અતાર્કિક સમજીને તેની મજાક ઉડાડવામાં આવે છે. જમાઅતે પોતાના પ્રભાવી સાહિત્ય દ્વારા સાબિત કર્યું કે ખુદાનો ઈન્કાર એક ડહાપણ વગરનું વિવેકહીન વલણ છે. તેને સ્વીકાર્યા વગર આ સૃષ્ટિનો કોઈ યોગ્ય ખુલાસો કરી શકાતો નથી. તેણે બતાવ્યું કે માનવી પોતાની બુદ્ધિ અને અનુભવથી પોતાની સમસ્યાઓ હલ કરી શકતો નથી. તેના માટે વહી અને રિસાલતને માનવું જરૂરી છે. તેનાથી જ તેની સમસ્યાઓ હલ થઈ શકે છે. માનવી આ દુનિયામાં એક જવાબદાર સર્જન છે. આખિરતનો ઈન્કાર કરીને તે પોતાની હેસિયતને નુકસાન પહોંચાડે છે, પછી તેને પશુના સ્તર સુધી પહોંચવામાં અને ખોટા માર્ગથી કોઈ વસ્તુ બચાવી શકતી નથી.

(૩) વર્તમાન યુગે પોતાના સામૂહિક મામલાઓના નિરાકરણ માટે સામાન્ય રીતે લોકશાહીનો માર્ગ અપનાવ્યો. જમાઅતે ઈસ્લામીએ નિરંકુશ લોકશાહીની ઊણપોને ખુલ્લી પાડી અને ખુદાના કાનૂન હેઠળ વ્યક્તિના અધિકાર અને પસંદગીની કલ્પના પ્રસ્તુત કરી. એ સ્પષ્ટ કર્યું કે લોકશાહીને ખુદાઈ (ઈશ્વરત્વ)નું સ્થાન આપી શકાતું નથી.

(૪) આર્થિક ક્ષેત્રે સમાજવાદ અને મૂડીવાદી વ્યવસ્થાની આલોચના કરી અને

ઈસ્લામની આર્થિક વ્યવસ્થાને વિગતવાર રજૂ કરી અને સાબિત કર્યું કે ઈસ્લામની આર્થિક વ્યવસ્થા તે ખરાબીઓથી પવિત્ર છે, જે આ વ્યવસ્થાઓમાં જોવા મળે છે.

(૫) પશ્ચિમની અસર હેઠળ એ ખોટી ધારણા સમગ્ર વિશ્વમાં છવાઈ ગઈ હતી કે ધર્મ માનવીનો વ્યક્તિગત મામલો છે. સામૂહિક બાબતો ઉપર વિચારણા કરતી વખતે તેની ચર્ચા ન થવી જોઈએ. કોણ કહી શકે છે કે અત્યારે પણ આ ધારણા જીવંત નથી. મુસલમાનોમાં છડેચોક આ વાત વ્યક્ત કરવાની હિંમત તો કદાચ થોડાક જ લોકો કરી શકે છે, પરંતુ એવા લોકોની કમી નથી, જેઓ અમલી રીતે સામૂહિક જીવનને ધર્મથી અલગ રાખવા માંગે છે. તેઓ પોતાના જીવનનું વિભાજન એવી રીતે કરવા ચાહે છે કે તેનો એક નાનકડો ભાગ તો અલ્લાહના દીનના તાબે હોય અને મોટો ભાગ તેમના હાથમાં રહે, જેથી પોતાની ઈચ્છા અનુસાર જેના હવાલે કરવા ચાહે કરી શકે, ચાહે તે પોતાનું મન અને પોતાની ઈચ્છાઓ હોય કે બીજાઓનું મન અને તેમની ઈચ્છાઓ. જમાઅતે ઈસ્લામીએ એ હકીકતને સ્પષ્ટ કરી દીધી કે ખુદાનો દીન અખંડ અને સંપૂર્ણ છે, તેને વિભાજિત કરી શકાતો નથી. તે Part Time Service ને સ્વીકારતો નથી, બલ્કે સમગ્ર જીવન ઉપર પોતાનું આધિપત્ય અને શાસન ચાહે છે, અને સંપૂર્ણ આજ્ઞાપાલન અને અનુસરણની માગણી કરે છે. સ્વયં માનવીની પ્રકૃતિ એ વિરોધાભાસને સરળતાથી કબૂલ નથી કરી શકતી કે તે એક ખાસ વર્તુળમાં અલ્લાહનો બંદો બની રહે અને બીજા વર્તુળમાં, બલ્કે વર્તુળોમાં તેની અવજ્ઞા અને ક્યારેક તો વિદ્રોહનું વલણ અખત્યાર કરે. દુનિયા આ વિરોધાભાસને ભલે સહન કરે અને વાસ્તવિકતા એ છે કે ખુશીથી સહન કરી જ રહી છે; ખુદાનો દીન એને ક્યારેય સહન કરી શકતો નથી.

(૬) ઈસ્લામ આ વિશાળ સૃષ્ટિ વિશે અમુક ગૂઢ અને બ્રહ્મજ્ઞાનથી સંબંધિત આસ્થાઓ જ પ્રસ્તુત નથી કરતો, બલ્કે તેના અધારે જીવનનો એક વિસ્તૃત અને સુસંગત અને દૃઢ નક્શો પણ રજૂ કરે છે. તે એક જીવન-વ્યવસ્થા છે, જે માનવ-જીવનના વ્યક્તિગત અને સામૂહિક તમામ પાસાઓ અંગે એક વિશેષ દૃષ્ટિકોણથી ચર્ચા કરે છે. આ દાવો શબ્દશઃ સાચો અને વાસ્તવિક હોવા છતાં ખૂબ મોટો હતો, અને વર્તમાન અધાર્મિક માહોલમાં તેને સાબિત કરવું સરળ નહોતું. પરંતુ જમાઅતે આ હકીકતને, માત્ર એટલું જ નહીં કે ભારપૂર્વક અને દૃઢતાથી પ્રસ્તુત કરી, બલ્કે બૌદ્ધિક અને વૈચારિક ક્ષેત્રે મોટી સફળતા પ્રાપ્ત કરી. તેણે આસ્થાઓ, ઈબાદતો, નૈતિકતા, સમાજ-વ્યવસ્થા, અર્થતંત્ર, રાજકારણ, કાનૂન, સજાઓ

અને દંડવિધાન તેમજ વ્યક્તિ અને સમાજના સંબંધો વિશે જે વ્યવહારિક સેવાઓ પૂરી પાડી છે અને જેવી રીતે તેને આજની માનસિકતા અને વિચારને સામે રાખીને દલીલોથી સાબિત કરવાની કોશિશ કરી છે, તે એક એવી ઉપલબ્ધિ છે, જેની અવગણના ઈસ્લામનો કોઈપણ અભ્યાસુ આસાનીથી કરી શકતો નથી.

(૭) ઉમ્મતે મુસ્લિમા (મુસ્લિમ સમાજ) એક ખાસ હેતુ માટે અસ્તિત્વમાં આવેલ છે. તેને ખુદાના રસૂલોના નાયબના રૂપમાં 'શહાદત અલન્નાસ' (લોકો સામે ઈસ્લામની સાક્ષી આપવા)નું કર્તવ્ય નિભાવવાનું છે. એ પવિત્ર હસ્તીઓએ દરેક પ્રકારના ભય અને જોખમથી નિરપેક્ષ થઈને ખુદાના બંદાઓને તાગૂત (ખુદા સિવાય અન્ય)ની બંદગી છોડીને ખુદાની બંદગી અપનાવવાનું આમંત્રણ આપ્યું અને તેના માટે તમામ શક્તિઓ ખર્ચી નાખી, અસત્યને દરેક તરફથી લલકાર્યું અને તેની આંખોમાં આંખો નાખીને તેને અસત્ય કહ્યું. આ માર્ગમાં જે કષ્ટો અને મુશ્કેલીઓ આવી તેને હસતા મોઢે સહન કરી. તેમના કદમ જરાય ડગમગ્યા નહીં. જમાઅતે ઈસ્લામીએ કહ્યું કે ઉમ્મતે આ કામ આ જ રીતે કરવાનું છે. એ એક હકીકત છે અને ભાગ્યે જ એ વાતનો ઈન્કાર કરી શકાય તેમ છે કે ઉમ્મતમાં પોતાના આ જીવન- ધ્યેયનો અહેસાસ મંદ પડી રહ્યો હતો. જમાઅતે પોતાના અસરકારક અને ઠોસ સાહિત્ય દ્વારા આ એહસાસને જીવંત કરવાનો પ્રયત્ન કર્યો અને તે માટે મહેનત કરવા માટે તેને તૈયાર કરી. તેના આ પ્રયત્નની અસરો આજે સમાજમાં સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

(૮) દીનમાં સામૂહિકતાનું ખૂબ મહત્ત્વ છે. તમામ મુસલમાનો એક ઉમ્મત છે અને ઉમ્મત એક ધ્યેયનિષ્ઠ સમૂહને કહેવામાં આવે છે. કુર્આન અને હદીસે ઉમ્મત એક શરીર હોવાની કલ્પના પ્રસ્તુત કરી છે. ખિલાફત આ જ સામૂહિકતાનું ઉચ્ચ અને શ્રેષ્ઠ રૂપ હતું. ખિલાફતના અંત પછી આ સામૂહિક વ્યવસ્થા વિખેરાઈ ગઈ અને ધીરે-ધીરે ઉમ્મત જૂથો અને ફિરકાઓમાં વિભાજિત થઈ ગઈ. જમાઅતે આ વિભાજન અને ફાટફૂટના નુકસાન બતાવ્યા. સામૂહિકતા અને એકતાનું મહત્ત્વ સ્પષ્ટ કર્યું અને એ અહેસાસ જાગૃત કરવાની કોશિશ કરી કે ઉમ્મતે ભિન્ન-ભિન્ન હેતુઓ અને ધ્યેયોના પાછળ દોડવા અને એક-બીજા સાથે લડવાના બદલે એક ટીમની જેમ એક ઉદ્દેશ્ય અને એક મંજિલ તરફ આગળ વધવું જોઈએ. આ જ શરીઅતની મરજી છે અને આમાં જ તેની સફળતા છે.

(૯) શરીઅતમાં ફિક્હી મતભેદોને આવકાશ છે. તેને સમાપ્ત કરી શકાતા નથી. આ મતભેદો પોતાની હદમાં હોય તો નાપસંદ નથી. તેનાથી શરીઅતના આદેશોના જુદા-જુદા પાસાઓ સામે આવ્યા છે અને એ તમામથી લાભ મેળવવો સરળ

હોય છે. શરીઅત ઉપર ચિંતન-મનનના પરિણામે જ જુદા-જુદા મકાતિબે-ફિક્હ (ફિક્હના જુદા-જુદા પંથ) અસ્તિત્વમાં આવ્યા અને જેનાથી ઇસ્લામી કાનૂનની જબરજસ્ત સેવા કરી શકાઈ. પરંતુ ધીમે-ધીમે તેમને માનનારાઓ વચ્ચે માનસિક રીતે અંતર વધતું ગયું અને એક-બીજાના હરીફ બની ગયા. કેટલાક અપવાદરૂપ બનાવોને બાદ કરતાં, એક મક્તબે-ફિક્ર (પંથ)ને માનનાર વ્યક્તિ, બીજા મક્તબે-ફિક્રના કોઈ મત ઉપર ન તો ગંભીરતાથી વિચાર કરવા તૈયાર હતો અને ન પોતાના મસ્લક (પંથ)ના નાનામાં નાના ભાગને છોડવા માગતો હતો. તમામ માનસિક અને વૈચારિક શક્તિઓ પોતાના મસ્લકના સમર્થન અને બીજાના મસ્લકને રદ કરવામાં ખર્ચાઈ રહી હતી. (આ પરિસ્થિતિમાં હજુ પણ કંઈ ખાસ ફેરફાર થયો નથી.) જમાઅતે ઇસ્લામીએ સ્પષ્ટ કર્યું કે ફિક્હી મતભેદોને પોતાની સીમાઓમાં રહેવું જોઈએ. તેના આધારે જૂથબંધી ઊભી થવી અને મતભેદોનું એટલી હદે વધી જવું કે આપણે એક-બીજાના શત્રુ બની જઈએ, યોગ્ય નથી. તેનાથી ઉમ્મતની એકતા તૂટી જાય છે અને દીનના મહત્ત્વના તકાદાઓને નુકસાન પહોંચે છે. કોઈપણ પૂર્વગ્રહ વગર આ ફિક્હી મતભેદોથી ફાયદો ઉઠાવતાં આપણે-સૌએ દીનની સેવા અને તેની સર્વોપરિતા માટે કોશિશ કરવી જોઈએ. જમાઅતે ઇસ્લામી ઓછામાં ઓછું પોતાના વર્તુળમાં જુદા-જુદા ફિક્હી મકાતિબને માનનારાઓને એક મંચ ઉપર લાવવામાં અને પૂર્વગ્રહોને ઓછા કરવામાં મહદ્અંશે સફળ રહી છે. આમ, જમાઅતમાં જે લોકો પણ આવ્યા, દીનની સર્વોપરિતાની કોશિશોમાં હૃદયપૂર્વક લાગી ગયા અને ફિક્હી મસ્લકોનો મતભેદ તેમના માર્ગમાં અવરોધરૂપ ન બન્યો. આમાં હનફી, શાફઈ, એહલે-હદીસ તમામ મસ્લકના માનનારાઓ મોજૂદ છે અને સૌ એક-બીજાનો આદર કરે છે. આ પ્રકારની યોજનાબદ્ધ કોશિશ જમાઅતથી પહેલાં નજીકના ભૂતકાળમાં ક્યાંય થઈ નહોતી.

(૧૦) અલ્લાહનો દીન વર્ચસ્વશાળી અને સર્વોપરી બનવા માટે આવ્યો છે. તે ચાહે છે કે તેનું સ્થાન શાસક અને સત્તાધીશનું હોય. દરેક બાજુ તેનો કાનૂન ચાલે અને સમાજ તેના આદેશોને આધીન હોય. પરંતુ આપણે સદીઓથી જોયું અને આજે પણ જોઈ રહ્યા છીએ કે ખુદાના દીનને આ સ્થાન પ્રાપ્ત નથી. તેમ છતાં આ દીનને માનનારાઓમાં એ બેચેની કે વ્યગ્રતા નથી, જે તેની ખરાબ હાલત પ્રત્યે તેમને હોવી જોઈએ. અહીં એ લોકોની વાત નથી, જેમનો દીનનો અભ્યાસ સીમિત છે અને જેમના મનો-મસ્તિષ્કે તેને સંપૂર્ણપણે પચાવ્યો નથી અને જેમને તેના ધ્વજવાહકો સમજવામાં નથી આવતા, બલ્કે ક્ષમા સાથે, એ બુઝુર્ગોને

પણ, જેમને જ્ઞાન અને સમજદારીના પહાડ સમજવામાં આવે છે અને જેમની નેકી અને તકવા (ઈશનિષ્ઠા)ને કોઈ પડકારી શકતું નથી, આની કોઈ ચિંતા થઈ નથી. એ વાતમાં કોઈ શંકા નથી કે ક્યારેક કોઈને કોઈ રીતે દીનની આ હાલત ઉપર રંજ અને દુ:ખની લાગણી વ્યકત થાય છે ખરી, પરંતુ તેનું સ્વરૂપ વ્યક્તિગત ભાવનાથી વિશેષ નથી હોતું. એ પણ એક વાસ્તવિકતા છે કે દીનને મજલૂમ જોઈને લોકોએ ઘણી વખત મોટી-મોટી કુરબાનીઓ પણ આપી છે અને તેની સારી અસરો પણ જોવા મળી છે; પરંતુ દીનની સર્વોપરિતા સાચા અર્થમાં ત્યારે જ શક્ય છે, જ્યારે તેના માટે સામૂહિક કોશિશ કરવામાં આવે. જમાઅતે ઈસ્લામીની બૌદ્ધિક કોશિશોનો એક ભાગ એ પણ રહ્યો છે કે દીનને સર્વોપરી બનાવવાની કલ્પના પેદા કરવામાં આવે અને ઉમ્મતને એ વાત માટે તૈયાર કરવામાં આવે કે તે તેના માટે સામૂહિક કોશિશ કરે. એ હકીકતથી જેવી રીતે આજે કોઈ વ્યક્તિ ઈન્કાર કરી શકતો નથી કે દીનને સર્વોપરી બનાવવાની ભાવના ઉમ્મતમાં અમુક અંશે જરૂર પેદા થઈ છે, તેમ એ વાતથી પણ ઈન્કાર તેમના માટે મુશ્કેલ હશે કે આ ભાવનાને જાગૃત કરવામાં સૌથી વધારે જમાઅતના પ્રયત્નો રહ્યા છે.

જમાઅતે ઈસ્લામીએ પોતાના સાહિત્યમાં જે પાસાઓને સ્પષ્ટ કર્યા, તેના સંદર્ભે લોકોમાં ભાવના જાગૃત કરવાનો પણ પ્રયત્ન કર્યો. આજે તેનો પડઘો સમગ્ર ઉપખંડના બૌદ્ધિક વર્તુળોમાં સાંભળી શકાય છે. (ઓક્ટોબર, ૧૯૮૬)



# ઈસ્લામનું આમંત્રણ, સમાજ સુધારણા અને જનસેવા

ઈસ્લામ એ માગણી સાથે સામે આવે છે કે દુનિયાનો દરેક મનુષ્ય અલ્લાહ-તઆલાને હૃદયપૂર્વક કબુલ કરે. તેનો બંદો, તેની ઈબાદત કરનાર અને તેનો આજ્ઞાંકિત બનીને રહે. જીવનના કોઈપણ વિભાગ અને કોઈપણ ખૂણામાં વિદ્રોહ અને અવજ્ઞાનું વલણ ન અપનાવે. આ જ બુનિયાદ ઉપર સમાજનું નિર્માણ થાય. આર્થિક અને સામાજિક વ્યવસ્થાનું ઘડતર થાય, સભ્યતા અને સંસ્કૃતિ વિકાસ પામે, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બાબતો નક્કી થાય. સરકાર અને રાજ્યની વ્યવસ્થા ચાલે; એટલે કે સમગ્ર વ્યક્તિગત અને સામૂહિક જીવન અલ્લાહતઆલાએ બતાવેલ રીત અને તેના દીન અનુસાર વ્યતીત થાય. આનાથી જ તે દુનિયામાં પવિત્ર, સ્વચ્છ અને સંતુષ્ટ જીવન વિતાવી શકશે અને આખિરતની શાશ્વત સફળતાને પામી શકશે.

જમાઅતે ઈસ્લામી હિંદ ઈસ્લામની આ જ દા'વત અને તેના આ જ સંદેશને ભારતમાં પ્રચલિત કરવા માગે છે. તે આના આધારે વ્યક્તિ અને સમાજમાં એક શુદ્ધ ચારિત્રીક અને નિર્મળ પરિવર્તનની આવાહક છે. ભારતની રાજકીય અને ધાર્મિક પરિસ્થિતિ ખૂબ જ જટિલ છે. અહીં બે પ્રકારની વિચારસરણીઓ કામ કરી રહી છે. એક વિચારસરણી સેક્યૂલરિઝ્મ (ધર્મનિરપેક્ષતા)ની છે, જે ધર્મને વ્યક્તિની ખાનગી બાબત ગણે છે અને સામૂહિક બાબતોથી તેને અલગ રાખવા માંગે છે, બલ્કે ભારતના ઘણા નામાંકિત અને પ્રસિદ્ધ આગેવાનોનો આગ્રહ છે કે ધર્મને આપણી સામૂહિક બાબતો અને સમસ્યાઓથી અનિવાર્યપણે અલગ રહેવું જોઈએ. તેઓ કોઈ સામૂહિક મામલામાં ધર્મનો દૃષ્ટિકોણ સાંભળવા પણ તૈયાર નથી. જો કે વૈચારિક સ્વતંત્રતાના આ યુગમાં અને વૈચારિક સ્વતંત્રતાના મોટા પાયે દાવાઓની સાથે ધર્મ વિષે આટલો પૂર્વગ્રહ અને સંકુચિતતાનો વાસ્તવમાં કોઈ યોગ્ય અને તાર્કિક આધાર નથી. જો કોઈ ધર્મ સામૂહિક

બાબતોમાં પોતાનો ચોક્કસ દૃષ્ટિકોણ ધરાવે છે, તો તે દેશ સમક્ષ આવવો જોઈએ અને તેના ઉપર ગંભીરતાંથી વિચાર-વિમર્શ થવો જોઈએ અને ચર્ચા અને વાર્તાલાપની તક મળવી જોઈએ, જેથી તેની સચ્ચાઈને પારખી શકાય અને સાચી વાત સ્પષ્ટ થઈ શકે.

આ દેશમાં બીજો દૃષ્ટિકોણ પ્રાચીન સંસ્કૃતિને પુનઃજીવિત કરવાનો રહ્યો છે. તે પોતાની પ્રાચીન સભ્યતા તરફ પાછા વળવાનો અસ્પષ્ટ અહેસાસ છે. તેનાથી એ નથી જણાતું કે તેના દ્વારા દેશની સમસ્યાઓ કેવી રીતે હલ થશે અને તેનું નિર્માણ અને પ્રગતિ કેવી રીતે થશે ? અલબત્ત તેના પાછળ અમુક એવા નકારાત્મક વલણો કામ કરી રહ્યા છે, જે લોકો માટે અમુક અંશે આકર્ષણની બાબત છે. અમુક સામયિક અને હંગામી સમસ્યાઓથી તેને બળ મળતું રહે છે. વિવિધ કારણોસર તેની ખામીઓ અને ખરાબીઓ અને દેશ માટે તેના નુકસાનને સ્પષ્ટ કરવું અત્યારે તેહરીકની એક મહત્ત્વની જરૂરત છે.

સેક્યૂલરિઝ્મ અને પ્રાચીન સંસ્કૃતિના પુનરુત્થાનના આ બંને વલણો દેશમાં આમ તો ખૂબ અગાઉથી મોજૂદ હતા. પરંતુ હવે તેમના દરમ્યાન રીતસર જૂથબંદી શરૂ થઈ ગઈ છે. પરંતુ આપણો દેશ જે ભયાનક શૂન્યાવકાશમાં ગ્રસ્ત છે, તેને ભરવા અને અહીંના બગાડને દૂર કરવામાં આ બંનેય નિષ્ફળ છે. આ પરિસ્થિતિમાં જમાઅતે ઇસ્લામી હિંદે પોતાની સીમિત શક્તિ અને સાધનોને આધીન અમુક મહત્ત્વના કામોને પ્રાધાન્યતાના ધોરણે અપનાવ્યા અને તેને બીજા કામો ઉપર પ્રાથમિકતા આપી છે.

ભારત એક વિશાળ દેશ છે, જેની વસ્તી અત્યારે નેવું કરોડ (તાજેતરના આંકડાઓ અનુસાર ૧.૨૫ અબજ- અનુ.) સુધી પહોંચી ગઈ છે. વિશ્વની વસ્તીનો પાંચમો ભાગ ભારતમાં છે. એક તરફ આ મહાન દેશની બહુમતી છે, જે ઇસ્લામી શિક્ષાઓથી મોટાભાગે અજાણ છે, બલ્કે તેના વિષે તેને વિભિન્ન ગેરસમજો અને શંકા-કુશંકાઓ છે. બીજી તરફ અહીં મુસલમાનો ખૂબ મોટી લઘુમતીની હેસિયતથી છે, જેમની સંખ્યા તેર-ચૌદ કરોડ (તાજેતરના આંકડાઓ અનુસાર અઢાર-વીસ કરોડ) છે. બહુમતીનો એક વર્ગ તેમને એક એવી કોમની હેસિયતથી જુએ છે, જેણે સદીઓ સુધી આ દેશ ઉપર રાજ કર્યું છે અને તેમના સાથે જુલ્મ અને અન્યાયનું વર્તન કર્યું. આ કારણે આ વર્ગમાં મુસલમાનોથી પૂર્વગ્રહ અને નફરત જોવા મળે છે. સ્વયં મુસલમાનોનું માનસ બિનમુસ્લિમોના વિશે સાફ નથી. તેમની ઘણી બધી ફરિયાદો છે. ક્યારેક તેમના વચ્ચે હક્કો અને હિતોનો વિવાદ અને ઘર્ષણ શરૂ થઈ જાય છે અને તેઓ એકબીજાના હરીફ અને પ્રતિદ્વંદ્વિ બની જાય છે. આ ઘર્ષણનું મોટું નુકસાન એ થયું કે ઇસ્લામનો એ પાસાથી

પરિચય થતો રહ્યો કે તે એક એવી કોમનો ધર્મ છે, જેમનું બહુમતીથી સ્પર્ધાત્મક ઘર્ષણ છે; પરંતુ એ પાસાથી પરિચય ન થઈ શક્યો કે તે ખુદાનો દીન છે, તેમાં તેમની અને સમગ્ર માનવ-જાતની સફળતા અને મુક્તિનો સામાન છે, આ કોઈ ખાસ કોમ કે વંશ કે વર્ગનો દીન નથી, બલ્કે પ્રત્યેક તે વ્યક્તિનો દીન છે, જે તેને સ્વીકારી લે.

આ પરિસ્થિતિમાં જમાઅતે ઇસ્લામીએ જરૂરી સમજ્યું કે દેશમાં એવું વાતાવરણ ઊભું કરવામાં આવે, જેમાં પૂર્વગ્રહ, દ્વેષ અને અદાવતની જગ્યાએ સહિષ્ણુતા અને ઉદારતા, સહૃદયતા અને એક-બીજાના દૃષ્ટિકોણને સહન કરવાની ભાવના બળવત્તર બને, જેથી લોકો સત્યના સંદેશને સાંભળી શકે અને તેના ઉપર ચિંતન-મનન કરવા તૈયાર થાય. આ સંબંધે અમુક પગલાઓ પણ લેવામાં આવ્યા છે.

જમાઅત બિનમુસ્લિમોથી નિઃસ્વાર્થ ભાવે નજીકના સંબંધો સ્થાપિત કરવાની કોશિશ કરે છે. પોતાના ઇજ્તિમાઓ (બેઠકો, સભાઓ) અને પરિસંવાદો વગેરેમાં સામેલ થવા તેમને આમંત્રણ આપે છે. તેમની વાતો સાંભળે છે અને તેમને પોતાની વાતો સંભળાવે છે. અનુભવ એ છે કે નિઃશંક, તેમને મુસલમાનોથી વિવિધ પ્રકારની ફરિયાદો છે, તેમ છતાં ઇસ્લામને જાણવા અને સમજવાની ઇચ્છા પણ તેમનામાં છે. ક્યારેક તેઓ ખુલ્લા મનથી તેની વાતો સાંભળે છે અને તેની ખૂબીઓનો સ્વીકાર કરે છે.

જમાઅતનો એ પ્રયત્ન હોય છે કે તેના સામાજિક સુધારણા અને જાહેર કલ્યાણ અને ઉન્નતિના કામોમાં બિનમુસ્લિમો પણ સહભાગી બને. જે લોકો આ કામમાં વિધિસર સહયોગ માટે તૈયારી બતાવે છે, તેઓ જમાઅતના 'મુઆવિન' (જમાઅતના બંધારણની રીતે સહાયક) બની જાય છે. આ પ્રકારના 'સહાયકો'ની સંખ્યા પાંચ હજાર (હાલ દસ હજાર)ની આસપાસ છે.

જમાઅત એ વાતના ભરપૂર પ્રયત્ન કરી રહી છે કે દેશના બિનમુસ્લિમોને ઇસ્લામ વિશે સાચી જાણકારી ઉપલબ્ધ થાય અને તેની સચ્ચાઈ તેમના સામે સ્પષ્ટ થાય. જીવનની સમસ્યાઓ અને મુશ્કેલીઓને ઇસ્લામ જે રીતે હલ કરે છે, વ્યક્તિ અને સમાજની ભૌતિક ખુશહાલી અને નૈતિક ઉચ્ચતાના જે સિદ્ધાંતો રજૂ કરે છે, રાજકીય ક્ષેત્રે તે જે રીતે વિવિધ વર્ગોને જોડે છે અને એક એકમ બનાવે છે, અત્યાચાર અને શોષણને નાબૂદ કરે છે અને સમાજમાં સમાનતા અને બરાબરી ઊભી કરે છે; ઉપરાંત એ કે જે રીતે તે આધ્યાત્મિક (રૂહાની) શાંતિ પ્રદાન કરે છે, આખિરતની સફળતાનો માર્ગ બતાવે છે અને ત્યાંની શાશ્વત અને અનંત ને'મતો (બક્ષિસો)નો પરિચય કરાવે છે – આ તમામ

બાબતો તેમના સામે દલીલો અને સાબિતી સાથે પ્રસ્તુત કરવામાં આવે. એ વાસ્તવિકતાથી ઇન્કાર કરી શકાય તેમ નથી કે જ્યાં સુધી દેશનો એક નોંધપાત્ર વર્ગ ઇસ્લામ વિશે સાચી દિશામાં વિચારવા-સમજવા માટે તૈયાર ન થાય, પોતાની આલોક અને પરલોકની સફળતા માટે તેની જરૂરત ન અનુભવે અને તેના સત્ય હોવાની સાક્ષી ન આપે, ઇસ્લામી દૃષ્ટિકોણથી કોઈ મોટા પરિવર્તનની આશા રાખી શકાતી નથી.

આ દેશમાં ઉર્દૂ અને હિન્દી સિવાય બાર મોટી-મોટી પ્રાદેશિક ભાષાઓ છે. અહીંની બહુમતી આ જ ભાષાઓ બોલે છે. આ ભાષાઓમાં ઇસ્લામી સાહિત્ય હતું જ નહીં અથવા નહિવત્ હતું. જમાઅતે આ ખોટને પૂરી કરવાનો પ્રયત્ન કર્યો અને તે તમામ ભાષાઓમાં કુર્આન, હદીસ અને મહત્ત્વના ઇસ્લામી સાહિત્યના અનુવાદો પ્રસિદ્ધ કર્યા અને મૌલિક લખાણો પણ પ્રકાશિત કર્યા. અમુક ભાષાઓમાં તેની સંખ્યા સેંકડો સુધી પહોંચે છે. આ ક્રમ ચાલુ જ છે અને સમયની સાથે તેને ચાલુ રાખવો જરૂરી છે. તેની સાથે નવમુસ્લિમોની દીની તાલીમ અને નૈતિક પ્રશિક્ષણ માટે અમુક સંસ્થાઓ પણ જમાઅતના નિરીક્ષણમાં કામ કરી રહી છે. તેમની સારી એવી સંખ્યા આ સંસ્થાઓથી લાભાન્વિત થઈ રહી છે.

આરંભથી જ જમાઅતે ઇસ્લામી હિંદનો એ પ્રયાસ રહ્યો છે કે મુસ્લિમોમાં જે વૈચારિક અને અમલી ખરાબીઓ છે, તે દૂર થાય. તેમનામાં દીનની સાચી સમજ અને ચેતના પેદા થાય અને તેઓ 'શહાદત અલન્નાસ' (ઇસ્લામની સાક્ષી આપવા)ની ફરજ બજાવવા સક્ષમ બની જાય. તેના માટે જમાઅત પોતાના વિસ્તૃત અને સમૃદ્ધ સાહિત્યનો ફેલાવો અને પ્રકાશનના સાથે દર્સ-તદરીસ, (કુર્આન-હદીસની તાલીમ, પાઠ, વ્યાખ્યાનો), ઇજ્તિમાઓ (બેઠકો-સભાઓ) ખુત્બાઓ (જાહેર પ્રવચનો) અને દા'વત (ઇસ્લામનું આમંત્રણ) અને પ્રચાર-પ્રસારના અન્ય તમામ યોગ્ય અને પ્રચલિત માધ્યમોનો ઉપયોગ કરે છે.

ભારતની વિશેષ પરિસ્થિતિને નજર સમક્ષ રાખીને પ્રથમ દિવસથી જ એ વાતની ખૂબ જ જરૂરત અનુભવવામાં આવી કે મુસ્લિમ બાળકોની દીની તાલીમ અને તરબિયત (પ્રશિક્ષણ)નો પ્રબંધ નહીં કરવામાં આવે, તો આવનારી પેઢીઓનું દીન પર કાયમ રહેવું વિકટ બની જશે. તે માટે જમાઅતે પ્રાથમિક શિક્ષણની મોટા પાયે વ્યવસ્થા કરી, મદ્રસાઓ (ધાર્મિક શિક્ષણ કેન્દ્રો) અને મકાતિબ (નાના-નાના દીની તાલીમ કેન્દ્રો) શરૂ કર્યા અને આ સંબંધે અન્ય મુસ્લિમ સંસ્થાઓ સાથે સહયોગ પણ કર્યો. આ હેતુ માટે

તેણે એવો અભ્યાસક્રમ તૈયાર કર્યો, જે એક તરફ દીનનો સાચો પરિચય કરાવે અને બીજી તરફ આધુનિક જાણકારી પણ સારી રીતે ઉપલબ્ધ કરાવે. આ અભ્યાસક્રમ દેશની સેક્યૂલર સંસ્થાઓના અભ્યાસક્રમથી વધારે રુચિપૂર્ણ અને સુંદર છે અને તે બીજા વર્તુળોમાં પણ લોકપ્રિય છે. હાલ આ અભ્યાસક્રમ હેઠળ જમાઅતના સંચાલનમાં ૧૨૦૦ (હાલ ૧૩૪૫)થી વધુ કેન્દ્રિય શાળાઓ અને સ્થાયી અને નિયતકાલીન મદ્રસાઓ ચાલી રહ્યા છે. આરંભિક શિક્ષણની આ કોશિશો અમુક સ્થળોએ આગળ વધીને કોલેજ શિક્ષણ સુધી પણ પહોંચી ગઈ છે. ક્યાંક-ક્યાંક ટેકનિકલ શિક્ષણ સંસ્થાઓ પણ ચાલી રહી છે અને વીસ-બાવીસ હોસ્ટેલો પણ છે.

મુસ્લિમ વિદ્યાર્થીઓ અને યુવકો તરફ પણ જમાઅતે વિશેષ ધ્યાન આપ્યું છે. હાલ વિવિધ નામો સાથે વિદ્યાર્થીઓ અને નવયુવાનોના સંગઠનો કામ કરી રહ્યા છે. તેમનું એક અખિલ ભારતીય સંગઠન 'સ્ટુડન્ટ્સ ઈસ્લામિક ઓર્ગેનાઈઝેશન ઑફ ઈન્ડિયા (S.I.O.) જમાઅતના સંરક્ષણમાં કામ કરી રહ્યું છે. તેની શાખાઓ દેશના ૨૫ (હાલ ૨૮) રાજ્યો પૈકી ૨૨ રાજ્યોમાં અને સાત કેન્દ્રિય શાસિત પ્રદેશો પૈકી બે પ્રદેશોમાં છે. આ સંગઠનના હાલ એક હજાર સાતસો (હાલ પાંચ હજાર) સભ્યો અને અઠ્ઠાવીસ હજાર (હાલ ત્રણ લાખ પચાસ હજાર) સહાયકો (Associates) છે. બિનમુસ્લિમ નવયુવાનોમાં તેના 'હમદર્દો', જેઓ તેના કાર્યો-પ્રવૃત્તિઓમાં સક્રિય રીતે રસ લે છે, તેમની સંખ્યા એક હજાર (હાલ પચાસ હજાર)થી વધુ છે.

મુસ્લિમ મહિલાઓમાં આમ તો શિક્ષણનું પ્રમાણ જ ખૂબ ઓછું છે અને જે મહિલાઓ આધુનિક શિક્ષણ પ્રાપ્ત કરે છે, તેમને ઈસ્લામી તાલીમથી દૂર રાખવા અને તેમના આત્મવિશ્વાસને વિચલિત કરવાના યોજનાબદ્ધ પ્રયત્નો દરેક જગ્યાએ થઈ રહ્યા છે. જમાઅતે ઈસ્લામી હિંદની એ કોશિશ રહી છે કે તેમનામાં ઈસ્લામી સમજ પેદા કરવામાં આવે, ઈસ્લામ ઉપર તેમના ઈમાન અને વિશ્વાસને દૃઢ કરવામાં આવે અને આધુનિક સભ્યતાની તુલનામાં ઈસ્લામે તેમના ઉપર જે ઉપકારો કર્યા છે તેને સ્પષ્ટ કરવામાં આવે. જમાઅતે આ કામ માટે એક તરફ તો સમૃદ્ધ સાહિત્ય ઉપલબ્ધ કરાવ્યું છે અને બીજી તરફ મહિલાઓને એવી રીતે તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે કે તેઓ પોતે વર્તમાન સભ્યતાની બિનઈસ્લામી અસરોનો સામનો કરી શકે. તે માટે દેશના કેટલાક રાજ્યોમાં મહિલાઓ અને વિદ્યાર્થીનીઓના સંયુક્ત યુનિટો કામ કરી રહ્યા છે અને અમુક રાજ્યોમાં આ બંનેના અલગ-અલગ યુનિટો, અલહમ્દુલિલ્લાહ, કાર્યરત અને સક્રિય છે. (હાલ ૨૦ પ્રદેશોમાં મહિલા વિભાગ આધીન સ્થાનિક કક્ષાએ ૭૮૩ યુનિટ

કાર્યરત છે અને વિદ્યાર્થીઓ અને યુવતીઓ માટે રાજ્યકક્ષાનું સંગઠન ગર્લ્સ ઈસ્લામિક ઓર્ગેનાઈઝેશન (G.I.O.)ના નામે દેશના ઘણા રાજ્યોમાં કાર્યરત છે. - અનુ.)

ભારતના મુસલમાનો ઘણી સમસ્યાઓનો સામનો કરી રહ્યા છે. જમાઅતે ઈસ્લામી હિંદ તેમના એવા તમામ પ્રશ્નો અને સમસ્યાઓ તરફ ધ્યાન આપી રહી છે, જેમનો સંબંધ દીન અને મિલ્લતના હિત અને મુસલમાનોની ઓળખ અને અસ્મિતા તેમજ તેમની સુરક્ષા સાથે છે. આ સમસ્યાઓ વિશે જમાઅતનો દૃષ્ટિકોણ એ છે કે મુસલમાનોના તમામ 'મકાતિબે-ફિક્ર' (વૈચારિક પંથો) અને તેમની તમામ સંસ્થાઓ સાથે મળીને વિચારે અને પગલા ભરે, એટલા માટે કે તેમના સંયોજન અને એકતા વગર તેના નિરાકરણની આશા રાખી શકાય નહીં. જમાઅત ઈસ્લામી આ એકતા માટે સતત પ્રયત્નશીલ છે અને પ્રત્યેક એ કામમાં અમલી રીતે સહયોગ કરે છે, જે મુસ્લિમ સમાજની ભલાઈ અને ઉન્નતિ માટે સામૂહિક ધોરણે અંજામ આપવામાં આવે. આ સંદર્ભમાં તેણે 'મુસ્લિમ મજલિસે મુશાવરત', 'મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ' અને 'દીની તાલિમી કાઉન્સિલ' જેવા સંયુક્ત ફોરમો સાથે હંમેશા ભરપૂર સહયોગ કર્યો છે અને કરી રહી છે.

ઈસ્લામ એક દયા અને કૃપાનો દીન છે. તેનું એક પાસુ એ પણ છે કે તેણે માનવોની સેવા અને દુખદર્દમાં કામ લાગવાની ભાવનાને ખૂબ જ પ્રોત્સાહન આપ્યું અને જરૂરતમંદો અને વંચિતો-નિઃસહાયોને મદદની તાકીદ કરી છે. જમાઅતે ઈસ્લામીએ શરૂઆતથી જ ઈસ્લામની આ તાલીમને નજર સમક્ષ રાખી અને પોતાની શક્તિ અને ક્ષમતા મુજબ અલ્લાહના બંદાઓની સેવા કરવાના ભરપૂર પ્રયત્નો કર્યા.

આ દેશમાં કોમવાદી રમખાણોનો ઈતિહાસ ખૂબ લાંબો છે. પરંતુ સ્વતંત્રતા પછી વિભિન્ન કારણોસર તેમાં વધારો થતો ગયો. તેની સંખ્યા કદાચ સેંકડો નહીં, હજારો સુધી પહોંચી ગઈ છે. આ રમખાણોમાં, નિઃશંક, મુસલમાનોને જબરદસ્ત જાન-માલનું નુકસાન ઉઠાવવું પડ્યું છે; પરંતુ એ હકીકતથી પણ ઈન્કાર કરી શકાય તેમ નથી કે ક્યારેક રમખાણોથી બિનમુસ્લિમ ભાઈઓ પણ પ્રભાવિત થયા છે. જમાઅતે ઈસ્લામી હિંદને એક-બે નહીં, પણ અસંખ્ય રમખાણોમાં રિલીફનું કામ કરવાની તૌફિક (પ્રેરણા) મળી. તેણે મુસ્લિમ-બિનમુસ્લિમનો ભેદ કર્યા વગર અસરગ્રસ્તોની મદદ કરી. જેઓ બેઘર થઈ ગયા, તેમને રહેવાની જગ્યાઓ ઉપલબ્ધ કરાવી. જેમના નાના-મોટા ધંધાઓ સમાપ્ત થઈ ગયા, તેમને પોતાનો ધંધો શરૂ કરવામાં મદદ કરી. અનાથો, વિધવાઓની યથાશક્તિ-યથાસંભવ જરૂરતો પૂરી કરી. જે નિર્દોષ લોકોને કેસોમાં ફસાવી દેવામાં

આવ્યા, તેમને છોડાવવાની કોશિશ કરી. જમાઅતે ઈસ્લામીએ આ કામ કોઈ રાજકીય હેતુસર નહીં, બલ્કે દીનનો તકાદો સમજીને કર્યું છે. અલ્લાહનો આભાર છે કે તેની આ સેવાને ઉમ્મતે ખૂબ સન્માનની દૃષ્ટિએ જોઈ છે અને તેના ઉપર ભરપૂર વિશ્વાસ મૂક્યો છે. કેટલાક બિનમુસ્લિમ ભાઈઓ (અને સંસ્થાઓ)એ પણ તેની પ્રશંસા કરી છે.

રમખાણો સિવાય જ્યારે પણ દેશના કોઈ ભાગને પૂર, વાવાઝોડું કે ધરતીકંપ (અને સુનામી) જેવી કુદરતી આફતોનો સામનો કરવો પડ્યો, જમાઅતે અસરગ્રસ્તોની સેવાને પોતાની દીની અને નૈતિક ફરજ સમજી અને તેમની જે પણ સેવાઓ કરી શકતી હતી, તેનાથી તેણે પીછેહઠ ન કરી.

દવા અને ઈલાજ માનવીની બુનિયાદી જરૂરત છે. પરંતુ આપણા દેશમાં વધતી અને ફેલાતી જતી વસ્તીના પ્રમાણમાં ઈલાજની જરૂરી સહુલતો ઉપલબ્ધ નથી. જમાઅતે આ તરફ પણ ધ્યાન આપ્યું છે. તેના પ્રયત્નોથી જ્યાં અમુક મોટી હોસ્પિટલો ઊભી થઈ છે, ત્યાં મોટી સંખ્યામાં નાના-નાના સ્વાસ્થ્ય કેન્દ્રો (ડિસ્પેન્સરી, ક્લિનિક અને ડાયગ્નોસ્ટિક સેન્ટરો) પણ કામ કરી રહ્યા છે. તેણે અમુક જગ્યાઓએ મોબાઈલ ડિસ્પેન્સરીઓની વ્યવસ્થા પણ કરી છે, જેનાથી કોઈ ભેદભાવ વગર દરેક જરૂરતમંદ લાભ ઉઠાવી શકે છે. વર્તમાન સરકારી દવાખાનાઓમાં સ્ત્રીઓને ખાસ કરીને પ્રસૂતિ વખતે જે મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે, તેનાથી તમામ લોકો વાકેફ છે. જમાઅતના સંચાલનમાં અમુ' ઉત્તમ સ્તરના પ્રસૂતિગૃહો શરૂ કરવામાં આવ્યા છે. આ બધાથી દરરોજ હજારોની સંખ્યામાં દર્દીઓ લાભ ઉઠાવી રહ્યા છે.

આજે વ્યાજ ચૂકવ્યા વગર કોઈપણ જરૂરતમંદ ક્યાંયથી પણ કરજ સુદ્ધા મેળવી શકતો નથી અને જ્યારે તે એક વખત વ્યાજ પર કરજ મેળવી લે છે, પછી વ્યાજની જાળમાં વધારે-ને-વધારે ફસાતો જાય છે. ઈસ્લામે વ્યાજને હરામ ઠેરવ્યું છે અને તેની જગ્યાએ જરૂરતમંદોને સહાય કરવાની ભાવના ઉભારી છે. તેનું જ એક સ્વરૂપ વ્યાજ વગર કરજ આપવાનું પણ છે. જમાઅત હેઠળ સમગ્ર દેશમાં ત્રણસોથી પણ વધારે વ્યાજરહિત કરજની યોજનાઓ ચાલી રહી છે. (સુડતાલીસથી વધુ વ્યાજરહિત કરજ સોસાયટીઓ અને માઈક્રો ફાઈનાન્સના ૩૩૮ સેન્ટરો ચાલી રહ્યા છે અને હવે વ્યાજ વગરની બેન્કીંગ પધ્ધતિ તરફ જમાઅત આગેકૂચ કરી રહી છે, જેનો આરંભ કેરાલાથી થઈ ગયો છે અને જેનો પડઘો સમગ્ર દેશમાં સંભળાઈ રહ્યો છે. - અનુ.) આ સ્કીમોમાં એક તરફ તો સંપન્ન લોકો ટૂંકી મુદ્દત માટે પોતાના નાણા મૂકે છે અને તેના પર કોઈ

નફાની માગણી નથી કરતા, બીજી તરફ આ જ રકમથી કરજ લેનારાઓને વ્યાજ વગર કરજ આપવામાં આવે છે.

જમાઅત ગૃહઉદ્યોગો શરૂ કરવામાં પણ સહયોગ આપે છે, જેથી ગરીબ અને જરૂરતમંદ વર્ગો પગભર થઈ શકે. આ પ્રકારના ૧૦૦ થી અધિક કેન્દ્રો સમગ્ર દેશમાં કામ કરી રહ્યા છે.

આ મોટા કામો ઉપરાંત, જમાઅતે ઈસ્લામી હિંદની શાખાઓ જે સમગ્ર દેશમાં ફેલાયેલી છે, સંપન્ન લોકોના સહયોગથી ગરીબો, નિઃસહાયો, અનાથો અને વિધવાઓની જરૂરત અને તેમની સ્થિતિ મુજબ મદદ કરતી રહે છે. એમ તો નથી કહી શકાતું કે આ પ્રકારના પ્રયત્નોથી આ દેશમાંથી ગરીબી અને દરિદ્રતા અથવા તેમની આર્થિક મુશ્કેલીઓનું નિવારણ થઈ જશે; પરંતુ તેનાથી કમજોર વર્ગોના અંદર એ સંતોષ જરૂર પેદા થશે કે સ્વાર્થ અને આપમતલબીના આ માહોલમાં તેમના આસપાસ હમદર્દી રાખનારા લોકો પણ છે અને તેમને નિઃસહાયતા અને કોઈ પૂછવાવાળું નથી એ હાલતમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે. આનાથી આશા છે કે મુસલમાનોનું અને તેમના દ્વારા ઈસ્લામનું સાચું ચિત્ર ઉપસીને લોકોના સામે આવશે. (જુલાઈ, ૧૯૯૨)



# સુધારણા અને પ્રશિક્ષણની રીત

કેટલાક લોકો જમાઅતના દષ્ટિકોણો અને તેના બૌદ્ધિક (ઇલ્મી) કામની તો પ્રશંસા કરે છે, પરંતુ તેમનો ખ્યાલ છે અને આ ખ્યાલને જાહેરમાં પ્રગટ પણ કરતા રહે છે કે જમાઅતમાં 'તકવા' (ઈશનિષ્ઠા) અને 'રૂહાનિયત' (આધ્યાત્મિકતા) નથી. તેઓ દીન ઉપર અમલ અને તેની પાબંદીના મામલામાં ખૂબ પાછળ છે. આ ટીકા તકવા અને રૂહાનીયતની એક ખાસ કલ્પનાના આધીન કરવામાં આવે છે. આ ચર્ચા એક તરફ રાખીએ તો પણ આ કલ્પના ક્યાં સુધી સાચી છે અને તેનો આધાર શું છે ? જમાઅતે ઈસ્લામીને નેકી અને તકવાનું અભિમાન ન પહેલાં ક્યારેય હતું, ન અત્યારે છે. તેણે ક્યારેય એ દાવો નથી કર્યો કે તે અમલની રીતે સર્વોચ્ચ સ્થાને બિરાજે છે અને દીનના તકાદાઓને તેના ઉત્તમ દરજ્જા મુજબ પૂરા કરી રહી છે. તેને પોતાની નબળાઈઓનો અહેસાસ છે અને તે તેમને દૂર કરવાની યથાશક્તિ પ્રયત્ન પણ કરી રહી છે. તે માટે તેણે કુર્આન અને સુન્નતની રોશનીમાં સુધારણા અને પ્રશિક્ષણની એક ખાસ પધ્ધતિ અપનાવી છે. તેના વિસ્તારમાં જતાં પહેલા એક સ્પષ્ટતા જરૂરી છે.

માનવીની દીની અને નૈતિક સુધારણા માટે એ વ્યક્તિઓ અને જૂથોથી સંબંધ અને જોડાણને જરૂરી સમજવામાં આવે છે, જેઓ તકવા અને દીનદારીમાં વિશેષ સ્થાન ધરાવે છે અને સુધારણા તથા પ્રશિક્ષણની ફરજ બજાવે છે. સાનિધ્ય (સોબત)ની અસરોથી કોણ ઈન્કાર કરી શકે છે. સદાચારીઓની સોબત માનવીને સદાચારી બનાવે છે અને દુરાચારીઓ સાથે બેસીને માનવી બૂરી અસરો પ્રાપ્ત કરે છે. પરંતુ જમાઅતે ઈસ્લામીએ સુધારણા અને પ્રશિક્ષણની આ પ્રચલિત વ્યવસ્થામાં ઇલ્મી અને અમલી, (બૌદ્ધિક અને વ્યવહારૂ) બંને પ્રકારની ખામીઓ જોઈ. તેના લીધે તેણે તેને અપનાવી નહીં. આ વ્યવસ્થાની ઇલ્મી ખામી એ છે કે યુગો વિતી જવાના કારણે તેનામાં ઘણી વાતો એવી સામેલ થઈ ગઈ છે, જેની અલ્લાહના કિતાબ (કુર્આન) અને સુન્નત (પયગંબર હઝરત મુહમ્મદ સલ્લ.ના કથનો અને આચરણ)માં કોઈ પુરાવો નથી. દેખીતું છે કે કોઈ પણ એવી પધ્ધતિને, ભલે તે ગમે તેટલી લાભદાયક દર્શાવવામાં કેમ ન આવતી હોય, જમાઅત અપનાવી શકતી નથી, જેની પુષ્ટી કિતાબ અને સુન્નત ન કરતા હોય.

આ વ્યવસ્થાની વ્યવહારૂ ખામી એ છે કે તેનાથી માનવીનું સર્વાંગી ઘડતર થતું નથી, બલ્કે નોંધપાત્ર વાત એ કહી શકાય કે જીવનના માત્ર અમુક જ ભાગોની સુધારણા થાય છે. તેનાથી માનવીમાં અમુક ખૂબીઓનો વિકાસ થાય છે, તો અમુક ખૂબીઓ મુરઝાઈ જાય છે. તેમાં અલ્લાહના હક્કો પર તો ભાર મૂકવામાં આવે છે, અલ્લાહનો 'ઝિક્ર' અને 'ફિક્ર' (અલ્લાહનું સ્મરણ અને ધ્યાન) તેમજ 'તસ્બીહ' (માળા જપવી) અને 'તહલીલ' (રટણ)નો પ્રબંધ પણ થાય છે, પરંતુ લોકોની સમસ્યાઓ અને મુશ્કેલીઓથી ઉદાસિનતા અને તેમના હક્કોથી ગફલત પણ કરવામાં આવે છે. વિનમ્રતા અને ખાકસારી (દીનતા), લગાવ અને પ્રેમ, ઉદારતા-સહિષ્ણુતા અને સદ્‌વર્તન તો દેખાય છે, પરંતુ દીની સ્વાભિમાન અને ગૌરવ તેમજ સત્યની પાયમાલી પર વ્યાકુળ થઈ જવાની ભાવના ઠંડી પડી જાય છે. સુન્નતના અનુકરણમાં એક-એક નાની-નાની વાતોનું ધ્યાન રાખવામાં આવે છે, પરંતુ મોટા-મોટા 'ફરાઈઝ' (ફરજિયાત કાર્યો) થી ગફલત અને બેદરકારી પણ જોવા મળે છે. કેટલાક નૈતિક ગુણો ઉપર તો ભાર મૂકવામાં આવે છે અને કેટલાકના મહત્ત્વનો અહેસાસ કરવામાં નથી આવતો. વ્યવહારોમાં કમજોરી તો સામાન્ય રીતે બાકી જ રહી જાય છે. આમ, આ પ્રશિક્ષણ વ્યવસ્થાથી એક અસંતુલિત વ્યક્તિત્વનું નિર્માણ થાય છે.

સૌથી મોટી વાત એ કે આ પ્રશિક્ષણ વ્યવસ્થા માનવીને અસત્યના સામે ઊભો નથી કરી દેતી. આ વ્યવસ્થા દ્વારા ઘડાયેલો માનવી ખાસ પ્રકારની ભાવનાઓ અને લાગણીઓ અને દિલની દુનિયામાં એવી રીતે ગુમ થઈ જાય છે કે આસપાસની દુનિયાની તેને ખબર જ નથી હોતી. જે વ્યક્તિ એ સંજોગોથી જ આંખો બંધ કરી દે, જે તેના ચારે તરફ ઉત્પન્ન થઈ રહ્યા છે, તો તેનાથી એ આશા પણ રાખી શકાતી નથી કે તે તેના સંદર્ભમાં પોતાની જવાબદારીનો અનુભવ કરશે અને જે ખરાબીઓ મોજૂદ છે, તેની સુધારણાનો પ્રયત્ન કરશે. અહીં કહી શકાય છે કે આ વિશ્લેષણ સાચું નથી, એટલા માટે કે આ વર્તુળમાંથી ઘણા સુધારકો અને મુજદ્દેદીન (દીનનું પુનરુત્થાન કરનારાઓ) પણ ઉઠતા રહ્યા છે, જેમણે સુધારણા અને પ્રશિક્ષણની જબરદસ્ત સેવાઓ આપી છે.

એ વાતમાં શંકા નથી કે આ સંદર્ભમાં જે સુધારકોનો ઉલ્લેખ કરી શકાય છે અથવા કરવામાં આવે છે, તેમના પુનરુત્થાન અને સુધારણાના પ્રયત્નોથી ઇન્કાર કરવો અજ્ઞાનતા અને સંકુચિતતા છે; પરંતુ અમારું માનવું છે કે તેમનામાં પુનરુત્થાનની રૂહ આ વર્તુળોએ નહીં, બલ્કે કુર્આન અને હદીસથી સીધા સંબંધે પેદા કરી. જેના ફળસ્વરૂપે તેઓ આ વર્તુળોની ખાસ પ્રણાલિકાને તોડીને અમલના મેદાનમાં આવ્યા અને દીનના પુનરુત્થાન અને સુધારણાના અદ્‌ભુત કારનામાઓ અંજામ આપ્યા. તેમના કાર્યોને તે વર્તુળોથી જોડવાને બદલે કુર્આન અને હદીસનો ચમત્કાર કહેવો વધારે યોગ્ય રહેશે.

જમાઅતે ઈસ્લામીએ સુધારણા અને પ્રશિક્ષણની જે પધ્ધતિ અપનાવી છે તે આ મુજબ છે.

(૧) તે માનવીનું સૌપ્રથમ કુર્આન અને સુન્નત તરફ ધ્યાન દોરે છે કે તે જીવનની તમામ બાબતોની જેમ પ્રશિક્ષણની બાબતમાં પણ આજ સ્રોતથી માર્ગદર્શન પ્રાપ્ત કરે; એટલા માટે કે અલ્લાહ અને તેના રસૂલ ﷺ ને જે નેક કાર્યો અને જે ઉચ્ચ ગુણો અપેક્ષિત છે, તેની વિગતો પણ આ જ બે માધ્યમોથી જાણી શકાય છે અને ખૂબીઓ પેદા કરવાની અને ખામીઓ દૂર કરવાની સાચી ભાવના પણ આનાથી જ પેદા થઈ શકે છે. જમાઅતે ઈસ્લામી પોતાના સાથીઓ અને હમદર્દો અને તેનાથી સંબંધ ધરાવનારાઓને એ વાતની તાકીદ કરે છે કે તેઓ કુર્આન અને સુન્નતથી પોતાનો સીધો સંબંધ જોડે. તેના પ્રકાશમાં પોતાના ચરિત્ર અને વ્યક્તિત્વ અને ભાવનાઓનું સતત મૂલ્યાંકન કરતા રહે. જે નબળાઈઓ અને ખામીઓ દેખાય તેને દૂર કરવાની અને જે ખૂબીઓથી જીવન ખાલી છે તેનાથી પોતાના ખોળાને ભરવાની અને પોતાના વ્યક્તિત્વને સુશોભિત કરવાની ભરપૂર કોશિશ કરે.

કુર્આન અને હદીસ પછી એ સાહિત્યથી પણ પૂરેપૂરો લાભ ઉઠાવવાની તે સલાહ આપે છે, જે આ ઉદ્દેશ્યથી સુસંગત તથા સુધારણા તથા પ્રશિક્ષણમાં સહાયક અને મદદગાર બની શકે છે, ચાહે આ સાહિત્ય જમાઅતથી સંબંધિત લેખકોનું તૈયાર કરેલું હોય કે જમાઅતથી બહારના બુઝુર્ગોનું. આ મામલામાં જમાઅતમાં જે વિશાળહૃદયતા જોવા મળે છે, તે બીજા વર્તુળોમાં ઓછી જોવા મળે છે.

(૨) જમાઅત પ્રશિક્ષણ માટે નફ્સના એહતિસાબ (આત્મનિરીક્ષણ)ને જરૂરી સમજે છે. અલ્લાહતઆલાનો આ આદેશ હંમેશા વ્યક્તિની નજર સમક્ષ રહેવો જોઈએ.

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ ٱتَّقُوا۟ ٱللَّهَ وَلْتَنظُرْ نَفْسٌ مَّا قَدَّمَتْ لِغَدٍ ۖ
وَٱتَّقُوا۟ ٱللَّهَ ۚ إِنَّ ٱللَّهَ خَبِيرٌۢ بِمَا تَعْمَلُونَ ﴿١٨﴾

"હે ઈમાન લાવવાવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને દરેક વ્યક્તિ એ જુએ કે તેણે કાલ માટે શું આગળ મોકલ્યું છે. અલ્લાહથી ડરતા રહો, નિઃશંક તમે જે કંઈ કરો છો અલ્લાહ તેનાથી માહિતગાર છે." (કુર્આન ૫૯/૧૮)

ઉપરોક્ત આયતના આરંભમાં અને અંતમાં અલ્લાહથી ડરવાનો આદેશ છે અને દરમ્યાનમાં આ એહતિસાબનો નિર્દેશ છે. આ એહતિસાબ જેટલો સખત હશે, ખુદાનો ડર અને તકવા (ઈશપરાયણતા) પણ એટલો વિકસિત થશે. હિસાબ એ વાતનો થતો રહેવો જોઈએ કે વ્યક્તિએ આવનારા 'કાલ' માટે શું તૈયારી કરી છે.

આમાં એ વાત તરફ પણ ઈશારો છે કે કયામત અને ત્યાંનો હિસાબ-કિતાબ દૂર નથી, બલ્કે એટલો સમીપ છે, જેમ કે 'આજ' પછી 'કાલ' છે.

જમાઅત પોતાના સાથીઓ અને સંબંધિતોને પોતાના આત્મનિરીક્ષણ બાબતે વારંવાર ધ્યાન અપાવતી રહે છે કે દરેક વ્યક્તિ સ્વયં પોતાની સમીક્ષા અને મૂલ્યાંકન કરતો રહે અને એ જુએ કે તેણે પોતાની ફરજ ક્યાં સુધી પૂરી કરી અને ક્યાં તેનાથી ભૂલ થઈ, કઈ વસ્તુ પ્રાપ્ત કરી અને કઈ વસ્તુથી વંચિત રહ્યો ? ઈબાદત, તકવા અને પવિત્રતા, નૈતિકતા અને આદત તથા ચરિત્ર અને વ્યક્તિત્વની રીતે તે ગઈકાલે કયા સ્થાને હતો અને આજે કયા સ્થાને છે ? પોતાની જાતનું આ પ્રકારે મૂલ્યાંકન જ તે પાયાની ઈંટ છે, જેના ઉપર માનવીના વ્યક્તિત્વની બુલંદ ઈમારત ઊભી થાય છે. જો આ પાયો જ નબળો હોય, તો દુનિયાની કોઈ તાકાત તેના વ્યક્તિત્વમાં દૃઢતા અને ચરિત્રમાં મજબૂતી પેદા કરી શકતી નથી. માનવી પોતાની ખામીઓ અને નબળાઈઓને જેટલી હદે જાણે છે અથવા જાણી શકે છે, કોઈ અત્યંત નજીકનો વ્યક્તિ પણ તેનાથી એટલી હદે વાકેફ હોઈ શકતો નથી. તેથી પોતાનો સૌથી મોટો હિસાબનીશ સ્વયં વ્યક્તિ પોતે જ હોઈ શકે છે. પરંતુ શરત એ છે કે તેનામાં પોતાનો હિસાબ લેવાની ભાવના હોય અને તે કોઈપણ પક્ષપાત અને બાંધછોડ વગર પોતાનું આત્મનિરીક્ષણ કરી શકે.

(૩) જમાઅતે ઈસ્લામીના નજીક પ્રશિક્ષણનું એક મહત્ત્વનું માધ્યમ 'ઈકામતે દીન' (દીનની સ્થાપના)નો સંઘર્ષ છે. આ સંઘર્ષથી જ ઘણા તે ઉચ્ચ ગુણો મેળવી શકાય છે જે ઈસ્લામ ચાહે છે. આ કોશિશ જે પ્રમાણેની અને જેટલી હશે, આ ગુણોને પણ એ જ પ્રમાણમાં વિકસવાની તક મળશે; નહીંતર તે જીભનું રટણ (વિર્દ) તો બની રહેશે, પણ અમલી રીતે જીવનમાં પ્રગટ નહીં થઈ શકે. આને બે દૃષ્ટાંતોથી સમજી શકાય છે.

'સબ્ર' (ધૈર્ય) અને અડગતા એક ઉચ્ચ ખૂબી છે. કુર્આનમાં આ ગુણો ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. આના બે પાસા છે. એક એ કે વ્યક્તિ કોઈ બીમારી અને તકલીફમાં, ગરીબી અને આર્થિક પરેશાનીમાં, કોઈ અકસ્માત અને દુઃખમાં દિલગીરી કે ફરિયાદ ન કરે, તે શોક અને કલ્પાંત ન કરે, તેને અલ્લાહત્આલાનો ફેંસલો સમજીને સહન કરે. તેનાથી જ એ આશા રાખે કે તે તેની તકલીફને દૂર કરશે અને તેના માટે દુઆ પણ કરતો રહે. તેનું બીજું પાસુ એ છે કે માનવી દીને-હક્કની દા'વત અને પ્રચાર-પ્રસારના માર્ગમાં જે મુશ્કેલીઓ આવે, તેના પર ધૈર્ય અને મક્કમતા દાખવે, અપશબ્દો સાંભળે, વિરોધ સહન કરે, જાન અને માલનું નુકસાન ભોગવે અને પોતાનું કામ ચાલુ રાખે. આ પયગંબરોનો ગુણ છે અને

ઈમાનની નિશાની છે. પરંતુ આની તકો ત્યારે જ આવશે, જ્યારે વ્યક્તિ દીનની દા'વત માટે કોશિશ અને મહેનત કરે. જે વ્યક્તિનો દા'વતના કાર્યથી સંબંધ ન હોય, તેને અડગતાની આ ખૂબીનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ શકતું નથી.

એક બીજું ઉદાહરણ લો. આપણે સૌ 'ઇન્ફાક' (અલ્લાહના માર્ગમાં ધન ખર્ચવા)ની 'ફઝીલત' (શ્રેષ્ઠતા)થી વાકેફ છીએ. તેનો એક પ્રકાર તો આ છે કે માનવી ગરીબો, નિર્ધનો, વંચિતો અને બીજા જરૂરતમંદો ઉપર 'સદકા' અને 'ખેરાત' (દાન) કરે અને અલ્લાહથી ઈનામ અને 'સવાબ' (પુણ્ય)ની આશા રાખે. બીજો પ્રકાર એ છે કે દીનની દા'વત, તેનો પ્રચાર-પ્રસાર અને તેની સર્વોપરિતા માટે પોતાનું ધન અને પૈસા ખર્ચ કરવામાં આવે. પરંતુ આ માર્ગમાં માનવી ઇન્ફાક ત્યારે જ કરી શકે છે, જ્યારે તે તેનું મહત્ત્વ સમજે અને વ્યવહારિક રૂપે તેમાં રસ લે.

જમાઅતે ઇસ્લામી આ જ કારણસર પ્રશિક્ષણ માટે જરૂરી સમજે છે કે માનવી દીનની સ્થાપનાના સંઘર્ષમાં તન-મન-ધનથી લાગી જાય. તેના વગર આ ખૂબીઓને પેદા કરવાનું બીજું કોઈ માધ્યમ નથી.

(૪) કુર્આન-મજીદે સફળતા માટે ઈમાન અને સદ્કાર્યની સાથે 'તવાસી બિલ-હક્ક' (સત્યની શિખામણ) અને 'તવાસી બિસ્-સબ્ર' (ધૈર્યની તાકીદ)ને જરૂરી ઠેરવ્યું છે. કુર્આન કહે છે,

وَالْعَصْرِ ۝ إِنَّ الْإِنسَانَ لَفِي خُسْرٍ ۝ إِلَّا الَّذِينَ آمَنُوا
وَعَمِلُوا الصَّالِحَاتِ وَتَوَاصَوْا بِالْحَقِّ وَتَوَاصَوْا بِالصَّبْرِ ۝

"સોગંધ છે જમાનાની ! નિઃશંક, મનુષ્ય ખોટમાં છે, સિવાય એ લોકોના જેઓ ઈમાન લાવ્યા, અને સદ્કાર્યો કર્યા, અને એકબીજાને સત્યની શિખામણ આપી અને ધૈર્યની તાકીદ કરતા રહ્યા." (સૂરઃ અસ્ર)

'તવાસી બિલ-હક્ક' અને 'તવાસી બિસ્-સબ્ર'ની આ પરિભાષા પોતાનામાં ખૂબ વિશાળ અર્થ ધરાવે છે. તેનો અર્થ એ છે કે દરેક વ્યક્તિ બીજાનો હિતેચ્છુ હોય, ભલાઈઓમાં તેની મદદ કરે અને બૂરાઈઓમાં તેને સપડાવા ન દે, નેકીમાં તેનો નિખાલસ સાથી હોય, બૂરાઈમાં તેના માટે તદ્દન અજાણ્યો બની જાય. સત્ય ઉપર અડગ રહેવું ખૂબ મુશ્કેલ છે. તેનાથી તેને હટવા અને ચલિત થવા ન દે. તેને તકલીફો સહન કરવા તેમજ અડગતા અને સાહસ દાખવવાની શિખામણ આપતો રહે; તેનો જુસ્સો અને હિંમત વધારે, તેનું મનોબળ વધારે અને પોતાના તરફથી શક્ય હોય એટલો સહયોગ પ્રસ્તુત કરે. સમાજમાં આના વગર નેકીઓને વૃદ્ધિ

મળી શકતી નથી અને બૂરાઈઓ મિટાવી શકાતી નથી, અને સત્ય-અસત્યના સંઘર્ષમાં સત્યના વિજય અને અસત્યના પરાજયની કલ્પના કરી શકાય તેમ નથી. જમાઅતે ઇસ્લામી 'તવાસી બિલ-હક્ક' (સત્યની શિખામણ) અને 'તવાસી બિસ્-સબ્ર' (ધૈર્યની તાકીદ)ના આ પવિત્ર અમલને 'તરબિયત' (પ્રશિક્ષણ અને ઘડતર)નું એક મહત્ત્વનું માધ્યમ સમજે છે. તે પોતાના સભ્યો અને સાથીઓમાં આ ભાવના પેદા કરવા માંગે છે અને એ વાતનું પ્રોત્સાહન આપતી રહે છે કે તેઓ એકબીજાને સત્ય ઉપર અડગ રહેવાની શિખામણ આપે અને આ માર્ગમાં તેમની મદદ કરે. પોતાના કોઈ સાથીમાં કોઈ ભૂલ કે ખામી જુએ તો પ્રેમ અને હમદર્દીથી તેનો નિર્દેશ કરે અને તેની સુધારણાની પૂરી નિખાલસતાથી પ્રયત્ન કરે. તેમાં તેને બદનામ કરવાનો કે તેના સન્માનને હાની પહોંચાડવાનો લેશમાત્ર વિચાર પણ ન આવવો જોઈએ. બીજી બાજુ જે વ્યક્તિને સુધારણાની સલાહ આપવામાં આવે તે એને ખુશ થઈને કબૂલ કરે અને તેનો ઉપકાર માને કે તેણે કોઈ સ્વાર્થ વગર તેની ખૂબ મોટી સેવા કરી છે. સલાહ-સૂચન આપનાર અને માનનાર દરમ્યાન જ્યાં આ લાગણી અને ભાવના હોય, ત્યાં એ આશા રાખવી જ જોઈએ કે સુધારણા જરૂર થશે.

(૫) આ માર્ગદર્શન સાથે જમાઅત પોતાની વ્યવસ્થા હેઠળ એ વાતની સતત દેખરેખ રાખે છે કે તેનાથી સંલગ્ન લોકોમાં, એટલું જ નહીં કે કોઈ દીની અને નૈતિક બગાડ પેદા થવા ન પામે, બલ્કે તેઓ પોતાના ચરિત્ર અને વ્યક્તિત્વની રીતે પ્રગતિ કરે. નિરીક્ષણ અને દેખરેખ તથા એહતિસાબ (આત્મ-નિરીક્ષણ)નું આ કાર્ય જમાઅતની વ્યવસ્થામાં નીચેના સ્તરથી લઈને ઉપરના સ્તર સુધી ચાલી રહ્યું છે. સ્થાનિક જવાબદાર પોતાના વર્તુળમાં દેખરેખની ફરજ બજાવે છે અને કેન્દ્રિય જવાબદાર સમગ્ર જમાઅતની દેખરેખ રાખે છે. તેમ છતાં કોઈ વ્યક્તિ જયારે નિર્ધારિત માપદંડથી નીચે ઉતરી જાય છે અને સુધારણાના પ્રયત્નો નિષ્ફળ થઈ જાય છે, તો જમાઅત તેને પોતાના દરમ્યાનથી બરતરફ કરી દેવામાં પણ કોઈ વિલંબ નથી કરતી, જેથી તેની ખરાબ અસરો બીજા લોકો પર ન પડે અને દીનનું કામ કરનારી એક જમાઅત બદનામીનો ભોગ ન બને.

(૬) સાચા ધ્યેય માટે જે જમાઅતો ઉઠે છે, તે પણ સામાન્યતઃ ત્યારે ખોટી દિશા ધારણ કરી લે છે, જ્યારે તેના આગેવાનો ઉપર ટીકા અને આલોચનાના દરવાજા બંધ થઈ જાય છે. તેમના કોઈ કાર્યનો હિસાબ નથી થતો અને તેમના કોઈ પગલાની પકડ કરવામાં નથી આવતી. જીભથી ભલે તેમને નિર્દોષ ન કહેવાય, પરંતુ અમલી રીતે તેમને નિર્દોષતાનો હોદ્દો પ્રાપ્ત થઈ જાય છે.

જમાઅત પોતાના જવાબદારોને 'માસૂમ અનિલ-ખતા' (ભૂલ જ ન કરી શકે એવા) અથવા ભૂલોથી સુરક્ષિત નથી સમજતી. તેઓ પણ મનુષ્ય છે. તેમનાથી પણ ભૂલ-ચૂક અને ખોટું કામ થઈ શકે છે. જમાઅતની વ્યવસ્થામાં જવાબદારોને સલાહ-સૂચન કરી શકાય છે. તેમનામાં કોઈ ખામી હોય તો તેના તરફ તેમનું ધ્યાન દોરી શકાય છે અને તેમની ભૂલો અંગે ટોકી શકાય છે. જમાઅતની વ્યવસ્થામાં આ કોઈ ગેરબંધારણીય કે નિંદાત્મક વાત નથી, બલ્કે જમાઅતના જવાબદારોએ ટીકા-આલોચના અને એહતિસાબની આ ભાવનાને ઉત્તેજન આપ્યું છે. તેઓ તેને જીવંત રાખવા અને વૃદ્ધિ આપવા માંગે છે.

આજની દીની જમાઅતોમાં સંભવતઃ માત્ર જમાઅતે ઈસ્લામીની પોતાની વ્યવસ્થામાં જ આ ટીકા અને એહતિસાબનું પ્રચલન છે; નહિંતર દીની સંસ્થાઓ અને વર્તુળોમાં બુઝુર્ગો પર ટીકા કરવાની હિંમત ભાગ્યે જ કોઈ કરે, અને જો ક્યારેક હિંમત કરી બેસે, તો પછી તે વર્તુળ સાથે તેનો સંબંધ જ જોખમમાં પડી જાય.

એમ તો કહી શકાય તેમ નથી કે જમાઅતે ઈસ્લામી તરબિયત (પ્રશિક્ષણ)ના આ પ્રયત્નમાં સંપૂર્ણપણે સફળ છે અને તેનાથી જોડાયેલા લોકો અપેક્ષિત ચરિત્ર અને વ્યક્તિત્વ ધરાવે છે. પરંતુ એટલી વાત પૂરેપૂરા વિશ્વાસથી કહી શકાય તેમ છે કે સુધારણા અને પ્રશિક્ષણની જે પદ્ધતિ તેણે અપનાવી છે, તે તદ્દન કુર્આન અને સુન્નત મુજબ છે અને આપણા પ્રથમ યુગનું સમર્થન તેને પ્રાપ્ત છે. (ડિસેમ્બર, ૧૯૮૬)



# પ્રશિક્ષણની રીત
## (વાંધાઓનો જવાબ)

ઇસ્લામ અલ્લાહના સામે માથું નમાવી દેવાનું અને તન-મનથી તેની ઈબાદત અને આજ્ઞાપાલનમાં લાગી જવાનું નામ છે. ઇસ્લામ એવો માનવી તૈયાર કરવા માંગે છે, જે સાચા અર્થમાં અલ્લાહ, રસૂલ અને આખિરત ઉપર સાચું ઈમાન અને દૃઢ આસ્થા ધરાવતો હોય. જેની તમામ ભાવનાઓ અને કાર્યો આ જ ઈમાન અને શ્રધ્ધાને તાબે હોય અને તેનાથી સંપૂર્ણપણે સુસંગત હોય. તેનું જીવન ખુદાથી અલિપ્ત, તેના દીનથી અસંબધ્ધ અને આખિરતને ભુલાવી દેનાર મનુષ્યના જીવનથી તદ્દન અલગ હોય. તેને જોઈને ઇસ્લામની છબી ઉભરી આવે અને તે ખુદાપરસ્તીનો જીવતો-જાગતો અને હરતો-ફરતો નમુનો બની જાય.

દુનિયામાં જ્યાં પણ ઇસ્લામી સંગઠનો કામ કરી રહ્યા છે, તેમની નજર સમક્ષ આ જ પ્રકારનું ચરિત્ર-ઘડતર હોવું જોઈએ. તેના વગર તે પોતાના ધ્યેયમાં સફળ થઈ શકતા નથી. જમાઅતે ઈસ્લામી હિંદ પણ તેનાથી સંલગ્ન લોકોમાં આ જ પ્રકારનું ચરિત્ર પેદા કરવા માંગે છે. તેના માટે તેના પાસે તેની એક પ્રશિક્ષણ વ્યવસ્થા છે. તેના ખાસ મુદ્દાઓ આ પ્રમાણે છે :

(૧) અલ્લાહતઆલાની જાત અને ગુણો, રસૂલની રિસાલત (ઈશદૂતત્વ) અને આખિરતમાં ઈનામ અને સજા પર ઈમાન અને સંપૂર્ણ શ્રધ્ધા પેદા કરવી.

(૨) ઈમાનના તકાદાઓની ખરી સભાનતા અને અહેસાસ ઉભો કરવો.

(૩) કિતાબ (કુર્આન) અને સુન્નત (રસૂલુલ્લાહ ﷺ ના કથનો અને આચરણ)નું જ્ઞાન અને તેને વધારવાની નિરંતર કોશિશ, જેથી ઇસ્લામી જ્ઞાનમાં પુખ્તતા પેદા થાય, તેના મુજબ જીવન વ્યતિત કરી શકાય અને દુનિયા સમક્ષ દીનનું ઉત્તમ પ્રતિનિધિત્વ થઈ શકે.

(૪) ઇબાદતનો પ્રબંધ કરવો અને તેમાં નિષ્ઠા અને નિખાલસતા, ઈશપરાયણતા અને એહસાનની કેફિયત પેદા કરવી.

(૫) વ્યક્તિગત અને સામૂહિક ચરિત્રનું એવી રીતે ઘડતર, જે રીતે કુર્આન અને હદીસ ચાહે છે.

(૬) એહતિસાબ (પૂછપરછ અને આત્મ-નિરીક્ષણ)ની ભાવના પેદા કરવી, જેથી વ્યક્તિ પોતાના કાર્યોની સતત સમીક્ષા કરતો રહે.

(૭) દા'વત અને ઉમ્મતની સુધારણાની ભાવના પેદા કરવી અને તેની યોગ્યતાને વિકસાવવી.

(૮) એ વાતની કોશિશ કે જમાઅતની આંતરિક વ્યવસ્થા મજબૂત અને સ્થાયી હોય, જેથી જમાઅત સીસું પાયેલ દીવાલની જેમ બની રહે.

આ ધ્યેય શબ્દોના ફેરફાર સાથે જમાઅતે ઈસ્લામીની 'નીતિ'માં હંમેશા સામેલ રહ્યો છે અને તે તેની પૂર્તિ માટે પ્રયત્નશીલ પણ રહી છે.

કહેવાય છે કે મનુષ્ય સામે ઉચ્ચ લક્ષ્ય હોય અને તેને પવિત્ર જીવન-ધ્યેય પ્રાપ્ત થઈ જાય, તો તેના ચરિત્ર અને વ્યક્તિત્વમાં બુલંદી આવે છે. અલ્લાહત્આલાનો આ ખૂબ મોટો ઉપકાર છે કે જમાઅતે ઈસ્લામી હિંદ પોતાના સામે 'ઇકામતે દીન' જેવું ઉચ્ચ અને પવિત્ર લક્ષ્ય રાખે છે. પયગંબરોનું પણ આ જ લક્ષ્ય હતું. આ જ દરેક મુસલમાનનું લક્ષ્ય, તેની મનોકામના અને આરજૂઓનું કેન્દ્ર છે. ઈસ્લામની સ્થાપના અને તેની સર્વોપરિતા સિવાય કોઈ બીજું લક્ષ્ય મુસલમાનનું હોઈ શકતું જ નથી.

એ વાતમાં કોઈ શંકા નથી કે જમાઅતના પ્રયત્નોથી તેનાથી સંલગ્ન લોકો પોતાની સુધારણા અને પ્રશિક્ષણ તરફ ધ્યાન આપી રહ્યા છે. તેમનામાં દીનથી અરુચિ હતી, તો તે દૂર થઈ છે. એકંદરે તેમના દીની વલણમાં વધારો થયો છે. અલ્લાહથી મજબૂત સંબંધ સ્થાપિત થયો હોય તેવું જોવા મળે છે અને તેમનું ચરિત્ર પણ વધુ સારું થયું છે; તેમ છતાં કુર્આન અને હદીસે જે ઉચ્ચ ધોરણ પ્રસ્તુત કર્યું છે, એવું લાગી રહ્યું છે કે તે ધોરણ સુધી પહોંચવામાં હજુ ઘણી મંજિલો સર કરવી પડશે.

કેટલાક લોકોનું માનવું છે કે જમાઅતે ઇકામતે દીનને રાજકીય દિશા આપી દીધી છે, તેથી તેના દ્વારા રાજકીય શોખ અને રુચિ-અભિરુચિ તથા રાજકીય પરિવર્તનનું વલણ તો પેદા થઈ શકે છે અને થાય છે; પરંતુ દીની ભાવના, અલ્લાહથી સંબંધ અને બંદગીની કેફિયત નથી ઉભરતી.

આ વાત એટલા માટે સાચી નથી કે જમાઅતે ઈસ્લામીનો ધ્યેય સંપૂર્ણપણે દીની છે. દીન જેટલી હદ સુધી રાજકીય છે, એ જ હદ સુધી તે રાજકીય છે; ન તેનાથી ઓછું, ન વધારે. પ્રશ્ન એ છે કે શું રાજકારણ દીનના વર્તુળથી બહાર છે? શું રાજકારણ બાબતે ઈસ્લામ કોઈ માર્ગદર્શન નથી આપતો? જો રાજકારણમાં પણ તેનું માર્ગદર્શન છે - તેનાથી ઈન્કાર શક્ય નથી કે ખરેખર આ બાબતે તેણે માર્ગદર્શન આપ્યું છે - તો રાજકારણને પણ અલ્લાહના તાબે હોવું જોઈએ. જમાઅતે ઈસ્લામી કહે છે કે મનુષ્ય કોઈપણ મામલામાં, ભલે તે વ્યક્તિગત હોય કે સામૂહિક, સ્વાયત્ત અને સ્વતંત્ર નથી. તેણે ધાર્મિક (દીની), નૈતિક, આધ્યાત્મિક, સામાજિક અને આર્થિક જીવનની પ્રત્યેક બાબતમાં તેનાથી માર્ગદર્શન પ્રાપ્ત કરવું જોઈએ. રાજકારણ પણ તેમાં સામેલ છે. જો રાજકારણને દીનથી અલગ કરી દેવામાં આવે તો દીન અપૂર્ણ હશે અને સમગ્ર જીવન માટે તેનું માર્ગદર્શન નહીં રહે અને દુનિયા ગંદા રાજકારણ અને તેના જુલ્મ અને અત્યાચારનો ભોગ બની જશે.

"જુદા હો દીં સિયાસત સે, તો રહ જાતી હૈ ચંગેઝી."

આજે દુનિયા બેદીન રાજકારણના કડવા ફળો ચાખવા વિવશ છે. શું ઈસ્લામના અનુયાયીઓની એ જવાબદારી નથી કે તે તેને તેનાથી બચાવવાની ચિંતા કરે?

એક બીજી રીતે પણ તેના ઉપર વિચાર કરવો જોઈએ; તે એ કે, આજે રાજકારણને દીનથી અલગ કરી દેવામાં આવે તો કાલે તેના સામાજીક અને આર્થિક કાનૂનોને પણ અલગ કરી દેવાનો વિચાર ઉદ્ભવી શકે છે; અને કોઈને કોઈ વિષય આગળ ધરીને કહી શકાય છે, બલ્કે કહેવામાં આવી રહ્યું છે કે મુસલમાનોના પતનનું કારણ આ જ કાનૂનનું અનુસરણ છે. મુસલમાનો તેના પાબંદ રહીને પ્રગતિ નથી કરી શકતા. આજે આપણે રાજકારણને દીનથી અલગ કરી દઈએ અને કાલે આર્થિક અને સામાજીક બાબતો પણ અલગ કરવા તૈયાર થઈ જઈએ, તો અલ્લાહનો દીન સંન્યાસીઓનો ધર્મ બનીને રહી જશે અને સમગ્ર જીવન ઉપર અલ્લાહ સિવાયની વિચારસરણીનું પ્રભુત્વ હશે.

હકીકત એ છે કે જો આપણા વ્યક્તિત્વમાં ખામી છે, તો તેનું કારણ એ નથી કે આપણે રાજકારણને દીનનો ભાગ સમજીએ છીએ, બલ્કે તેના કારણો કોઈ બીજા હોઈ શકે છે. અલ્લાહના રસૂલ ﷺ અને સહાબાએ કિરામ (રદિ.)ના જીવનમાં દીન અને રાજકારણનો સંગમ હતો. તેની સાથે તેમનાં જીવન કયામત સુધી આદર્શ નમૂનો પણ બની ગયા.

પ્રશિક્ષણના હેતુઓમાં આપણી નિષ્ફળતાનું એક કારણ એ બતાવવામાં આવે છે કે આપણે ઇબાદતો અને દીનના ઘણાખરા આદેશો અને તકાદાઓને એ રીતે પ્રસ્તુત કર્યા છે કે જાણે તે સ્વયં અપેક્ષિત અને લક્ષ્ય નથી. પરંતુ ઇકામતે દીનના ઉદ્દેશ્ય માટે કેવળ એક માધ્યમ છે. દેખીતું છે કે માધ્યમનું મહત્ત્વ અસલની તુલનામાં ઓછું હોય છે. એટલે ઇબાદત, દીનના બીજા ફરાઈઝ અને વાજિબાત તેમજ આદેશો તરફ આપણું ધ્યાન એવી રીતે નથી, જેવી રીતે હોવું જોઈએ.

મારા માનવા મુજબ આ વાત પણ સાચી નથી. ઇકામતે દીન જમાઅતનો ઉદ્દેશ્ય છે, તેનો પ્રાકૃતિક ક્રમ જમાઅતે એ બતાવ્યો છે કે સૌથી પહેલા સમગ્ર દીન વ્યક્તિની પોતાની જાત ઉપર કાયમ થાય, તે પછી પોતાના નજીકના માહોલમાં અને પછી આખી દુનિયામાં તેને કાયમ કરવાની કોશિશ કરવામાં આવે.

દીનમાં જેટલા ફરાઈઝ અને વાજિબાત છે, તેમાંથી દરેકમાં અલ્લાહત્આલાએ એ પ્રભાવ મૂક્યો છે કે તે આખ દીન ઉપર અમલ કરવાની ભાવના જગાવે છે અને મનુષ્યને એ કાબેલ બનાવે છે કે તે દીન ઉપર અમલ કરનારો અને તેનો વાહક બની શકે. આ જ અર્થ છે અમારા નજીક તેના માધ્યમ હોવાનો. અમે એ અર્થમાં તેને માધ્યમ નથી કહ્યું કે ઇકામતે દીનના અનેક માધ્યમોમાંથી એક માધ્યમ ઇબાદત પણ છે, તેને છોડીને કે તેનાથી ગફલત કરીને અમુક બીજા માધ્યમોથી પણ દીન કાયમ થઈ શકે છે અને ન તે અર્થમાં માધ્યમ કહ્યું છે કે દીનની સ્થાપના થઈ જાય પછી તેની જરૂરત સમાપ્ત થઈ જશે.

એક ખ્યાલ એ છે કે જમાઅતનું સાહિત્ય અને તેના જવાબદારોના પ્રવચનો અને લખાણો બહારની દુનિયામાં તો વ્યક્તિને માટે કામ કરવાનું મેદાન ઉપલબ્ધ કરે છે, પરંતુ તેના અંદર અને અંતરમાં હરકત અને પરિવર્તન પેદા નથી કરતા. તેનાથી દુનિયાને બદલી નાખવાનો જોશ અને ઉમંગ તો પેદા થાય છે, પરંતુ પોતાને બદલવાની ચિંતા અને તડપ પેદા નથી થતી. તેથી તરબિયતના જે હેતુઓ આપણે સિદ્ધ કરવા માગીએ છીએ, તેનો સામાન આપણે ત્યાં જોવા મળતો નથી.

આ વાત પણ મારા અભિપ્રાય મુજબ એક અનુચિત વાત છે. આપણુ સાહિત્ય અને આપણા પ્રવચનો, જ્યાં એ બતાવે છે કે ઇકામતે દીનનું કામ કેવી રીતે કરવામાં આવે ? બિનઇસ્લામી વિચારસરણીને બદલીને ઇસ્લામી વિચારધારા કેવી રીતે પેદા કરવામાં આવે ? વર્તમાન સભ્યતા અને સમાજ, અર્થ-વ્યવસ્થા અને રાજકારણ તેમજ નીતિમત્તા અને આચરણમાં કેવી રીતે અપેક્ષિત પરિવર્તન લાવી શકાય ? ત્યાં આપણા

સાહિત્યમાં વિસ્તારપૂર્વક એ પણ વર્ણવવામાં આવ્યું છે કે ઇબાદતોનું મહત્ત્વ શું છે ? તેમાં કેવી ભાવના જરૂરી છે ? અલ્લાહતઆલા આપણને કયા ગુણોથી સંપન્ન અને કયા દુર્ગુણોથી સ્વચ્છ જોવા માંગે છે ? આપણે કયા કામો કરવા જોઈએ અને કયા કામોથી દૂર રહેવું આપણા માટે જરૂરી છે ? એ વાત સાચી છે કે દા'વત અને તેહરીક (ઇસ્લામી આંદોલન)થી સંબંધિત વિશાળ સાહિત્ય જમાઅતે ઉપલબ્ધ કરાવ્યું છે અને પ્રશિક્ષણના વિષયે પ્રમાણમાં ઓછું લખવામાં આવ્યું છે. પરંતુ જે હદ સુધી પ્રશિક્ષણના હેતુ માટે લખવામાં આવ્યું છે, તેમાં તેના મહત્ત્વને વિગતવાર ઉજાગર કરવામાં આવ્યું છે. તેના પુરાવા રૂપે મૌલાના મૌદૂદી (રહ.)નું પુસ્તક 'તેહરીકે ઇસ્લામી કી અખ્લાકી બુનિયાદેં', 'તઝકીયએ નફ્સ' અને બીજા અમુક પુસ્તકો પ્રસ્તુત કરી શકાય છે. મૌલાના મૌદૂદી (રહ.)નાં આ પ્રકારના પુસ્તકોને ખલીલ હામિદી સાહેબ મરહૂમે 'તેહરીક ઔર કારકુન' શીર્ષકથી સંપાદિત કરેલ છે. મૌલાના મૌદૂદી (રહ.) ઉપરાંત જમાઅતના અન્ય મહાનુભાવોએ પણ આ તરફ ધ્યાન આપ્યું છે. મૌલાના સદ્રૂદ્દીન ઇસ્લાહી (રહ.)નું પુસ્તક 'અસાસે દીન કી તા'મીર' આ જ સંદર્ભમાં છે, જેમાં અલ્લાહ પર ઈમાન, આખિરત પર ઈમાન, નમાઝ અને સબ્ર પર કુર્આન અને સુન્નતના પ્રકાશમાં વિગતવાર ચર્ચા કરવામાં આવી છે. મૌલાના અમીન-અહસન ઇસ્લાહી (રહ.)નાં પુસ્તક 'તઝકિયએ નફ્સ' અને 'હકીકતે તકવા' એક રીતે જમાઅતના સભ્યોના અભ્યાસક્રમનો એક અંગ રહ્યા છે. મૌલાના સૈયદ અહમદ ઉરૂજ કાદરી (રહ.)નું પુસ્તક 'ઇસ્લામી તસવ્વુફ' આ સિલસિલાની એક કડી છે. મૌલાના સૈયદ હામીદઅલી મરહૂમના કેટલાક પુસ્તકો પણ આ જ સંદર્ભમાં આવે છે. ખુર્રમ મુરાદ મરહૂમના પુસ્તકોથી પણ અવિરત લાભ ઉઠાવવામાં આવે છે. આ લેખકનું પુસ્તક 'ઇસ્લામ કી દા'વત', વિશેષ રૂપે તેનું પ્રકરણ 'ઝરૂરી ઔસાફ'નું નામ પણ આ અનુસંધાનમાં લઈ શકાય છે.

આ જ સ્થિતિ આપણા પ્રવચનોની છે. જમાઅતના જવાબદારોના પ્રવચનો દા'વતી અને તરબિયતી બંને વિષયે હોય છે અને તેમની નજર સમક્ષ બંને હેતુઓ હોય છે. જમાઅતના સંમેલનો (ઈજ્તિમાઓ) જે રીતે દા'વતી હેતુ માટે હોય છે, એ જ રીતે તરબિયતી હેતુ પણ તેના સામે હોય છે.

અમુક લોકો એવું માને છે કે તરબિયતી (પ્રશિક્ષણ)હેતુ માટે જે ઉપાયો આપણે અપનાવ્યા છે, તે ખોટા તો નથી, અલબત્ત અપૂરતા છે. આ પ્રકારની સલાહ આપનારાઓની નજર સમક્ષ સામાન્ય રીતે તરબિયતની ખાસ ધારણા, વિશેષ હેતુ અને ખાસ માધ્યમો હોય છે; જે જમાઅતની પ્રશિક્ષણની કલ્પના, પ્રશિક્ષણનો હેતુ અને

પ્રશિક્ષણના માધ્યમોથી ભિન્ન છે. જમાઅતની મજબૂરી એ છે કે તે કોઈ વસ્તુ કુર્આન અને સુન્નતથી હટીને લેવા નથી માગતી. હા, કોઈ એવી વાત તરફ અંગૂલિનિર્દેશ કરવામાં આવે, જે કુર્આન અને સુન્નતમાં હોય અને તેને અપનાવાવમાં ન આવી હોય, તો તેને અપનાવવામાં જમાઅતને ક્યારેય કોઈ વાંધો નહીં હોય, પરંતુ હજુ સુધી એવી કોઈ વાતનો નિર્દેશ કરવામાં આવ્યો નથી.

સાચી વાત એ છે કે જમાઅતની પ્રશિક્ષણ વ્યવસ્થા પર કુર્આન અને હદીસના પરિપ્રેક્ષ્યમાં કોઈ ઠોસ વાંધો કદાચ કરી શકાય તેમ નથી. અલબત્ત, તેના આધીન વિવિધ પ્રતિભાવો રજુ કરવામાં આવે છે. પ્રતિભાવોનું વાસ્તવિકતા પર આધારિત હોવું જરૂરી નથી. તેમાં વ્યક્તિના વલણ, રુચિ, કોઈ વિશેષ વૃત્તિ અને પ્રતિક્રિયાનો મોટી દખલ હોય છે. અમુક વખત વ્યક્તિગત અનુભવો અથવા ખામીઓને સામાન્ય સ્વરૂપ આપી દેવામાં આવે છે. તેમ છતાં આપણે પોતાની ખામીઓ અને નબળાઈઓનો સ્વીકાર અને તેને દૂર કરવાની ચિંતા તો કરવી જ જોઈએ. (અપ્રસિદ્ધ)

(આ સંક્ષિપ્ત લેખ ખૂબ અગાઉ લખવામાં આવ્યો હતો. હવે તેના પુનરવલોકન પછી આ પુસ્તકમાં સામેલ કરવ માં આવી રહ્યો છે.)



# પ્રશિક્ષણ અંગે કેટલાક સૂચનો

આપણી દીની અને નૈતિક ખામીઓનો એક ઉપાય એ બતાવવામાં આવે છે કે પ્રશિક્ષણ અંગેના (તરબિયતી) સાહિત્યમાં વધારો કરવામાં આવે અને વધુમાં વધુ ઇજ્તિમાઓનું આયોજન કરવામાં આવે. એમાં સંદેહ નથી કે આ અને આ પ્રકારના માધ્યમોથી તઝ્કીર અને યાદગીરી થાય છે અને પોતાની સુધારણાની ભાવનાને વેગ મળે છે અને તે બળવત્તર બને છે. તેના ફાયદાઓને સ્વીકાર્યા પછી એ પ્રશ્ન ઊભો થાય છે કે જે સાહિત્ય હાલ ઉપલબ્ધ છે અથવા જે ઇજ્તિમાઓ અમલી રીતે હાલ થઈ રહ્યા છે, તેનાથી જ્યારે આપણે પૂરો લાભ મેળવી શકતા નથી, તો વધારે સાહિત્ય અને ઇજ્તિમાઓથી શું કોઈ મોટા પરિવર્તનની આશા રાખી શકાય છે ? જો આપણામાં સુધારણાની ભાવના, ઉમંગ અને પોતાના પ્રશિક્ષણની ચિંતા હોય તો વર્તમાન સાહિત્ય પણ કામ કરી શકે છે અને વધારાનું સાહિત્ય પણ લાભ પહોંચાડી શકે છે, નહિંતર સાહિત્ય વધુમાં વધુ મોજૂદ તો હશે, પરંતુ આપણે ફાયદો નહીં ઉઠાવી શકીએ. આમ, એ જ દેખાઈ રહ્યું છે કે અલ્લાહની કૃપાથી સાહિત્યમાં સમયની સાથે વધારો થઈ રહ્યો છે અને સુધારણા તેમજ પ્રશિક્ષણ વિષયે નવા-નવા પુસ્તકો આવી રહ્યા છે; પરંતુ તેનાથી જેવો ફાયદો ઉઠાવવો જોઈએ, ઉઠાવવામાં આવતો નથી અને આપણા અંદર જે ખામીઓ છે, તે યથાવત છે.

પ્રશિક્ષણથી લાભ ઉઠાવવા માટે અથવા પ્રશિક્ષણની વ્યવસ્થાને ઉપયોગી બનાવવાના હેતુસર હાલ અમૂક સૂચનો જમાઅતના સાથીઓ સામે પ્રસ્તુત કરવામાં આવી રહ્યા છે, જેના તરફ પૂરતું ધ્યાન હોય અને તેની વ્યવસ્થા હોય તો આશા છે કે તેના વડે આપણી સુધારણામાં મદદ મળશે તેમજ જે માધ્યમો અને ઉપાયો છે, તે વધારે લાભપ્રદ નિવડશે.

**(૧) લક્ષ્ય (ઉદ્દેશ્ય)ની ઊંડી સમજ :**

સુધારણા માટે સૌથી પહેલું અને જરૂરી પગલું એ છે કે જે ઉદ્દેશ્યને આપણે અપનાવ્યો છે, તેનું મહત્ત્વ અને મહાનતા આપણા મનો-મસ્તિષ્ક ઉપર છવાઈ જાય. જે હેતુને આપણે પોતાના માટે પસંદ કર્યો છે અને જેના લીધે જમાઅત અસ્તિત્વમાં આવી

છે, આપણો વિશ્વાસ છે કે તે દુનિયાનો સૌથી ઉચ્ચ અને સર્વશ્રેષ્ઠ ઉદ્દેશ્ય છે. એ ઉદ્દેશ્ય છે અલ્લાહને ભુલી જનારાં લોકોને તેના તરફ બોલાવવા, ભટકી ગયેલી દુનિયાને 'સિરાતે મુસ્તકીમ' (સન્માર્ગ) બતાવવો, ખુદાપરસ્તી (ઈશનિષ્ઠા), તેના આજ્ઞાપાલન અને તેની બંદગીનું આમંત્રણ આપવું, આખિરતના ઈનામ અને સજાની કલ્પનાને ઉજાગર કરવી, અલ્લાહના દીનની બુનિયાદ ઉપર વ્યક્તિના જીવન અને સમાજનું નિર્માણ કરવું અને દુનિયા ઉપર તેને પ્રભુત્વ અપાવવા સંઘર્ષ કરવો. તે સમગ્ર જગતમાં આસ્થા અને આચરણનું એક જબરજસ્ત પરિવર્તન છે, જે આપણું લક્ષ્ય છે. તે નૈતિકતા, સભ્યતા, સમાજ, અર્થતંત્ર અને રાજકારણને નવીન દિશા આપવાની કોશિશ છે. આનાથી મોટી કોશિશ અને આનાથી મોટી ક્રાંતિની કલ્પના નથી કરી શકાતી. જ્યાં સુધી તેના આવાહકોમાં એ વ્યક્તિત્વ ન હોય, જેનો તકાદો આ મહાન ઉદ્દેશ્ય કરે છે, ત્યાં સુધી ધરતી ઉપર તેની સ્થાપના સંભવ નથી. જે વ્યક્તિનું હૃદય ખુદા અને આખિરતના ભયથી ખાલી હોય, તે બીજાઓને ખુદાપરસ્ત કેવી રીતે બનાવી શકશે ? જે ઉચ્ચ નૈતિક ગુણોથી ખાલી હોય અને અત્યંત તુચ્છ પ્રકારનાં દુર્ગુણોમાં લથપથ હોય, કેવી રીતે શક્ય છે કે તે બીજાઓને ઉચ્ચ પ્રકારનાં નૈતિક ગુણોથી સુશોભિત કરી દેશે ? જે જુલ્મ અને અત્યાચારના માર્ગે ચાલી રહ્યો હોય, તેના હાથે ન્યાય અને સમાનતાની સ્થાપના કેવી રીતે થઈ શકે છે ? જે બીજાઓના અધિકારો હડપ કરી લે, તે માનવ-હક્કોનો રક્ષક અને નિરીક્ષક કેવી રીતે હોઈ શકે છે ?

વ્યક્તિ જ્યારે કોઈ મોટું કામ કરવા ઊભો થાય છે, તો તેની સરખામણીમાં પોતાની યોગ્યતાઓને પણ વિકસિત કરે છે અને જે ખામીઓ છે તેને દૂર કરે છે. જો દીનની સ્થાપનાનો મહાન ઉદ્દેશ્ય આપણા મનો-મસ્તિષ્ક પર છવાઈ જાય, તો ખામીઓને દૂર કરવાની ભાવના આપણા અંદરથી જ ઊભી થશે અને આપણા અંદર અપેક્ષિત વ્યક્તિત્વ પણ પેદા થશે. આ ઉદ્દેશ્યની ચેતના અને સમજ જ જો કમજોર બની જાય, તો તે મુજબના વ્યક્તિત્વની આશા પણ રાખી શકાય નહીં.

**(૨) આખિરતની તીવ્ર યાદ :**

એ હકીકતને ક્યારેય ભૂલવામાં ન આવે, બલ્કે મનો-મસ્તિષ્કમાં હંમેશા યાદ રાખવામાં આવે કે આપણો તમામ સંઘર્ષ અને ભાગદોડનો ખરો હેતુ અલ્લાહતઆલાની પ્રસન્નતાની પ્રાપ્તિ અને આખિરતમાં સફળતા છે. આપણે અલ્લાહતઆલા સામે હાજર થવાનું છે અને પ્રત્યેક નાના-મોટા કાર્યનો જવાબ આપવાનો છે.

فَمَن يَعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَرَهُ ۝ وَمَن يَعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَرَهُ ۝

''પછી જેણે રજભાર ભલાઈ કરી તેને જોઈ લેશે, અને જેણે રજભાર બૂરાઈ કરી તેને (પણ) જોઈ લેશે.'' (સૂરઃ ઝિલઝાલ, આ. ૭-૮)

સફળ તે છે, જે આખિરતમાં સફળ ઠરે. જે ત્યાં નિષ્ફળ રહ્યો, તે હંમેશ માટે નિષ્ફળ થઈ ગયો, તેની સફળતાનો કોઈ માર્ગ નથી.

وَالْوَزْنُ يَوْمَئِذِ ٱلْحَقُّ ۚ فَمَن ثَقُلَتْ مَوَٰزِينُهُۥ فَأُو۟لَٰٓئِكَ هُمُ ٱلْمُفْلِحُونَ ۝ وَمَنْ خَفَّتْ مَوَٰزِينُهُۥ فَأُو۟لَٰٓئِكَ ٱلَّذِينَ خَسِرُوٓا۟ أَنفُسَهُم بِمَا كَانُوا۟ بِـَٔايَٰتِنَا يَظْلِمُونَ ۝

"વજન તે દિવસે સત્યપૂર્વક હશે. જેમના પલ્લાં (નેકીઓના કારણે) ભારે હશે, તેઓ જ સફળતા પામનારા હશે; અને જેમના પલ્લાં (દુષ્કર્મોને કારણે) હલકા હશે, તેઓ જ પોતાને નુકસાનમાં નાખનારા હશે, એટલા માટે કે તેઓ અમારી આયતો સાથે અતિરેક કરી રહ્યા હતા."

(સૂરઃ આ'રાફ, આ. ૮-૯)

આ જ અર્થમાં એ સ્પષ્ટતા પણ આપણા સામે છે :

فَأَمَّا مَن ثَقُلَتْ مَوَٰزِينُهُۥ ۝ فَهُوَ فِى عِيشَةٍ رَّاضِيَةٍ ۝ وَأَمَّا مَنْ خَفَّتْ مَوَٰزِينُهُۥ ۝ فَأُمُّهُۥ هَاوِيَةٌ ۝ وَمَآ أَدْرَىٰكَ مَا هِيَهْ ۝ نَارٌ حَامِيَةٌۢ ۝

"પછી જેના પલ્લાં (નેકીઓને કારણે) ભારે હશે, તે મનપસંદ એશઆરામમાં હશે અને જેના પલ્લાં (બૂરાઈઓના કારણે) હલકા હશે, તો તેનું ઠેકાણું (જહન્નમની) ઊંડી ખાઈ હશે. તમે જાણો છો કે તે શું છે? ભડકે બળતી આગ !" (સૂરઃ કારિઆ, આ. ૬-૧૧)

કુર્આન-મજીદમાં ખુદાતરસ (અલ્લાહને ચાહનારાં) અને મુત્તકી (ઈશનિષ્ઠ) મનુષ્યોની ઓળખ એ બતાવી છે કે તેમના મનો-મસ્તિષ્ક પર આખિરતની ચિંતા છવાયેલી રહે છે અને તેનાથી તેઓ ધ્રુજતા અને કાંપતા રહે છે.

ٱلَّذِينَ يَخْشَوْنَ رَبَّهُم بِٱلْغَيْبِ وَهُم مِّنَ ٱلسَّاعَةِ مُشْفِقُونَ ۝

"તેઓ, જેઓ પોતાના રબથી જોયા વિના ડરે છે અને જેમને કયામતનો ખટકો લાગેલો રહે છે." (સૂરઃ અંબિયા, આ. ૪૯)

આ વિષય બીજી જગ્યાએ આ શબ્દોમાં વર્ણવવામાં આવેલ છે.

وَ الَّذِيْنَ هُمْ مِّنْ عَذَابِ رَبِّهِمْ مُّشْفِقُوْنَ ﴿۲۷﴾ اِنَّ عَذَابَ رَبِّهِمْ غَيْرُ مَاْمُوْنٍ ﴿۲۸﴾

"તેઓ, જેઓ પોતાના રબની યાતનાથી ડરતા રહે છે. નિઃશંક, તેમના રબની યાતનાથી કોઈએ નિર્ભય ન રહેવું જોઈએ."

(સૂરઃ મઆરિજ, આ. ૨૭-૨૮)

કુર્આન અને હદીસના તે ભાગો, જેમાં કયામતના ભયાનક દિવસના દૃશ્યનું વર્ણન કરવામાં આવ્યું છે અને આખિરતની પૂછપરછ, ત્યાંનો હિસાબ-કિતાબ અને કાયમી ઈનામ અને સજાનો ઉલ્લેખ છે, તેને વારંવાર વાંચતા રહેવું જોઈએ અને દર્સ અને તઝકીરની બેઠકોમાં તેને વિષય બનાવવો જોઈએ. તેનાથી નેકીઓ તરફ આકર્ષણમાં વૃદ્ધિ થશે અને બૂરાઈઓથી દૂર રહેવાની ભાવના જાગૃત થશે. આખિરતની ચિંતા જ અલ્લાહતઆલાથી માનવીનો સંબંધ મજબૂત બનાવે છે અને તેના વ્યક્તિત્વને ઉચ્ચતા બક્ષે છે. તેના વગર તે વ્યક્તિત્વ જ વજૂદમાં નથી આવી શકતું, જે ઈસ્લામને અપેક્ષિત છે. આખિરતનો ભય અને ત્યાંની સફળતાની તમન્નાએ જ સહાબાએ-કિરામ (રદી.)ના ચરિત્રને એ ઊંચાઈ અર્પી, જેના ઉપર ઈતિહાસ ગર્વ કરે છે, અને જેનાથી વધારે બુલંદીની કલ્પના માનવ-મન કરી શકતું નથી !

### (૩) કુર્આન અને હદીસ તેમજ દીની સાહિત્યનો અભ્યાસ :

એ વાતની ભરપૂર કોશિશ કરવામાં આવે કે કુર્આન-મજીદ, હદીસ-શરીફ અને દીની સાહિત્યથી આપણો સતત અને અતૂટ સંબંધ કાયમ રહે. માણસને દર્સ, તઝકીર, તકરીર અને વાઅઝ તેમજ શિખામણથી પણ ફાયદો થાય છે. તેનાથી ચોક્કસપણે લાભ ઉઠાવવો જોઈએ. નેકી અને ભલાઈની વાત જેની જબાનથી અને જ્યાંથી પણ સાંભળવા મળે અને જ્યારે પણ મળે, આપણી ખોવાઈ ગયેલી વસ્તુ સમજીને તેને અપનાવી લેવી જોઈએ અને તેનાથી લાભ મેળવવાની રાહમાં કોઈપણ પ્રકારના વૈચારિક અવરોધ કે પૂર્વગ્રહને વચ્ચે આવવા ન દેવો જોઈએ. પરંતુ, તકરીર (પ્રવચન) અને ખિતાબ (વ્યાખ્યાન)થી લાભ મેળવવાના પ્રસંગો ક્યારેક જ આવે છે. અલબત્ત, આપણે ચાહીએ તો કુર્આન અને હદીસ તેમજ દીની પુસ્તકોથી, જ્યારે ઈચ્છીએ ત્યારે આપણો સંબંધ જોડી શકીએ છીએ, અને એ જોઈ શકીએ છીએ કે તે કયા પ્રકારનો માનવી આપણને બનાવવા માંગે છે અને આપણામાં કેવા પ્રકારની ખૂબીઓને વિકસિત કરવા માંગે છે અને આપણને કઈ ખામીઓથી પવિત્ર જોવા માંગે છે.

કુર્આન અને હદીસનું અધ્યયન માત્ર જાણકારીમાં વધારો કરવા માટે નહીં,

બલ્કે આપણી સુધારણા અને પ્રશિક્ષણ માટે હોય, તો તેના દરેક પૃષ્ઠમાં આપણી સુધારણા અને તરબિયતની સામગ્રી હશે. કુર્આન અને હદીસના અભ્યાસથી જો કોઈ ખૂબી સામે આવે, તો મનુષ્ય અલ્લાહનો આભાર માને અને વધારે તૌફિક (પ્રેરણા)ની યાચના કરે. જે ખામીઓ તરફ તે અંગૂલિનિર્દેશ કરે, મનુષ્ય કોઈ દલીલ અને ખુલાસા વગર તેને સ્વીકારી લે, ભૂલ કે ખામીને માની લે, તૌબા અને ઇસ્તગફાર કરે (પ્રાયશ્ચિત અને માફી માંગે) અને સુધારણાનો જે ઉપાય બતાવે, તેને અપનાવવા તરત જ તૈયાર થઈ જાય. જીવન જો ગફલતમાં વિતી રહ્યું હોય અથવા ખામીઓથી ભરેલું હોય, તો પણ વ્યક્તિએ નિરાશ થવાની જરૂર નથી. પોતાની એક-એક ભૂલને લક્ષ્ય બનાવે અને નિર્ધારિત મુદ્દતમાં તેના ઉપર કાબૂ મેળવવા અને તેનાથી મુક્તિ પ્રાપ્ત કરવાની કોશિશ કરે.

### (૪) નિર્ધાર અને ઇરાદો :

પ્રશિક્ષણનો ખરો હેતુ માણસને અંદરથી બદલી નાખવાનો છે. આ પરિવર્તન માનવીના પોતાના મક્કમ નિર્ધાર અને ઇરાદાથી આવે છે. જો આપણામાં પોતાને બદલવાનો ઇરાદો નથી, તો પછી ન કોઈ સાહિત્ય આપણને બદલી શકે છે અને ન કોઈ તરબિયતી પ્રોગ્રામથી આપણામાં પરિવર્તન આવી શકે છે. નિર્ધાર અને ઇરાદો હોય, તો સુધારણા અને પ્રશિક્ષણનો પ્રત્યેક શબ્દ આપણામાં હરકત પેદા કરી શકે છે. આ હરકતથી આપણે લાંબાગાળા સુધી નહીં, બલ્કે અવિરત ફાયદો ઉઠાવી શકીએ છીએ, અને સુધારણાની ચિંતા ન હોય, તો તેને-એ જ બેઠકમાં સમાપ્ત કરીને ઉઠી શકીએ છીએ.

### (૫) આગેવાનોનું ચરિત્ર :

એક ખાસ વાત, જે માત્ર મનોવૈજ્ઞાનિક છે અને જેના તરફ દરેક સ્તરના જવાબદાર લોકોએ ધ્યાન આપવું જોઈએ, તે એ છે કે વ્યક્તિમાં અનુકરણની માનસિકતા વધારે અને ઇજ્તિહાદ (સંશોધન)ની ઓછી હોય છે. તે પોતાની રીતે કોઈ એવા માર્ગ પર ચાલી શકતો નથી, જેના ઉપર બીજા લોકો ચાલી રહ્યા ન હોય. જો કે કેટલાક લોકોને કોઈ બાજુ જતાં જુએ, તો તેના કદમ પણ તે જ બાજુ ઉઠવા લાગે છે. આપણામાં એવા લોકો હોવા જોઈએ, જેમના ઉપર દીન સંપૂર્ણપણે છવાયેલો હોય, જેઓ દિવસના યોદ્ધા અને રાત્રિના રાહિબ (સન્યાસી) હોય, જેમની જીભ પ્રત્યેક ક્ષણ ખુદાના સ્મરણથી તર રહેતી હોય, ખુદાના દીન માટે તેમની તડપને જોઈને બીજા લોકો તડપી ઉઠતા હોય, જેમની ઇબાદત બીજા લોકોમાં ઇબાદતની ભાવના પેદા કરતી હોય, જેમનો ત્યાગ અને બલિદાન બીજાઓમાં ત્યાગ અને બલિદાનનો જોશ ભરી દે; જેમના અડગ નિર્ધાર, હિંમત અને દૃઢતાથી, નાહિંમત લોકો હિંમત અને દૃઢતા શીખે. જેમનું ચરિત્ર અને વ્યક્તિત્વ બીજાઓને પોતાની સુધારણા માટે ઉત્પ્રેરિત કરે. આ પ્રકારના લોકોથી,

અલહમ્દુલિલ્લાહ, જમાઅત તદ્દન ખાલી નથી. તેમનામાં ખામીઓ પણ હશે, પરંતુ તેમની નેકીઓનું પલ્લું ભારે છે. એક તો તેમની સંખ્યામાં વધારો થવો જોઈએ, જેથી જમાઅત અને તેના લોકો ગમે ત્યાં હોય, તેમના સામે કોઈને કોઈ વ્યક્તિત્વ એવું હોય, જેને તેઓ નમુનાના રૂપમાં પોતાના સામે રાખે. બીજી તરફ જમાઅતના સભ્યો અને પ્રભાવિત લોકોમાં આ પ્રકારના લોકોથી લાભ ઉઠાવવાની ભાવના હોવી જોઈએ. જો આ ભાવના જોવા ન મળે, તો ગમે તેટલા ઉત્તમ ચરિત્રના વ્યક્તિમાં પણ કોઈને કોઈ ખામી શોધી કાઢવામાં આવશે અને તેનાથી ફાયદો ઉઠાવવામાં નહીં આવે.

**(૬) દુઆ (પ્રાર્થના) :**

આ સંદર્ભમાં મહત્ત્વની બાબત અલ્લાહથી દુઆ છે. દુઆ ઇબાદત છે. દુઆ ઇબાદતની રૂહ છે. દુઆ આપણી નિઃસહાયતા અને લાચારીનું પ્રદર્શન છે. દુઆ એ વાતની નિશાની છે કે આપણે પોતાના અંદર કમી અનુભવી રહ્યા છીએ અને તેને દૂર કરવા માટે અલ્લાહ સામે ખોળો પાથરીને યાચના કરી રહ્યા છીએ. દુઆથી અલ્લાહત્આલા ખુશ થાય છે. દુઆ અલ્લાહના સાનિધ્યનું સૌથી મોટું માધ્યમ છે. જે વ્યક્તિના હાથ અલ્લાહત્આલા સમક્ષ ન ઉઠે તે દુર્ભાગી છે. તે ઘમંડ અને અહંકારમાં ડૂબેલો છે અને ઘમંડ અને અહંકાર અલ્લાહના ક્રોધને ભડકાવે છે. આદેશ છે કે દુઆ કરવામાં આવે તેમજ આજીજી અને વિનમ્રતાથી રડી-કરગરીને ફરિયાદ કરવામાં આવે, ખૂબ જ ખામોશીથી અને ચુપકે-ચુપકે કરવામાં આવે.

ادْعُوا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً ۚ إِنَّهُ لَا يُحِبُّ الْمُعْتَدِينَ ۝

"અલ્લાહને જ પોકારો કરગરીને આજીજી સાથે અને ચુપકે-ચુપકે, નિઃસંદેહ, તે હદ વટાવી જનાર લોકોને પસંદ કરતો નથી."

(સૂરઃ આ'રાફ, આ. ૫૫)

તેની સાથે વધુમાં કહેવામાં આવ્યું કે દુઆ એવી રીતે કરવામાં આવે કે એક તરફ અલ્લાહની પકડ અને તેના પ્રકોપનો ભય વ્યાપ્ત હોય અને બીજી તરફ તેનાથી દયાની આશા, તેની કૃપા અને મહેરબાનીઓની ઉમ્મીદ પણ હોય. બંદો ભય અને આશની વચ્ચે ઊભો રહીને અલ્લાહને પોકારે. આ 'મુહસીનો' (સદ્ચરિત્રો)નો ગુણ છે અને અલ્લાહની કૃપા સદ્ચરિત્રોના સમીપ હોય છે.

وَادْعُوهُ خَوْفًا وَّطَمَعًا ۚ إِنَّ رَحْمَتَ اللَّهِ قَرِيبٌ مِّنَ الْمُحْسِنِينَ ۝

"અને પોકારો તેને ભય અને આશા સાથે, નિઃસંદેહ, અલ્લાહની કૃપા સદ્ચરિત્ર લોકોની સમીપ છે." (સૂરઃ આ'રાફ, આ. ૫૬)

દુઆ અલ્લાહના પયગંબરોની વિશિષ્ટ ખૂબી છે. તેમના જીવન ઉપર નજર નાખો અને તેમની દુઆની કેફિયત જૂઓ :

إِنَّهُمْ كَانُوا يُسَارِعُونَ فِي الْخَيْرَاتِ وَيَدْعُونَنَا رَغَبًا وَرَهَبًا ۖ وَكَانُوا لَنَا خَاشِعِينَ ۝

"આ લોકો સદ્કાર્યોમાં દોડધામ કરતા હતા અને અમને પ્રેમ અને ડર સાથે પોકારતા હતા અને અમારા સામે ઝુકેલા હતા."

(સૂરઃ અંબિયા, આ. ૯૦)

અલ્લાહથી સંબંધને મજબૂત બનાવવાનો એક માધ્યમ એ પણ છે કે એવા લોકોની સોબત અને સાનિધ્ય અને મિત્રતા કેળવવામાં આવે, જેઓ દિવસ-રાત અલ્લાહત્આલાના સ્મરણ અને સ્તુતિ અને દુઆમાં મશ્ગૂલ રહે છે. રસૂલુલ્લાહ ﷺ ને આ નિર્દેશ છે અને તેમાં આપણા સૌ માટે માર્ગદર્શન છે.

وَاصْبِرْ نَفْسَكَ مَعَ الَّذِينَ يَدْعُونَ رَبَّهُمْ بِالْغَدَاةِ وَالْعَشِيِّ يُرِيدُونَ وَجْهَهُ ۖ وَلَا تَعْدُ عَيْنَاكَ عَنْهُمْ تُرِيدُ زِينَةَ الْحَيَاةِ الدُّنْيَا ۖ

"પોતાના મનને તે લોકોના સાથે જમાવી રાખો, જેઓ પોતાના રબની પ્રસન્નતાની આકાંક્ષામાં સવાર-સાંજ તેને પોકારે છે. તમારી નજર તેમનાથી ન હટે, દુનિયાની શોભાની ઇચ્છામાં."

(સૂરઃ કહ્ફ, આ. ૨૮)

દુઆથી અલ્લાહની કૃપા અવતરિત થાય છે. દુઆ સવાબનું કામ છે. દુઆથી ગુનાહ માફ થાય છે. દુઆથી મનોકામનાઓ પૂરી થાય છે. અલ્લાહથી માગનારો કદી વંચિત નથી રહેતો. અલ્લાહની મહાનતા એ સહન નથી કરતી કે કોઈ તેનાથી ભીખ માગે અને તે તેને ખાલી હાથે પાછો વાળી દે. હઝરત ઝકરિયા (અલૈ.) વૃદ્ધાવસ્થામાં સંતાનની દુઆ કરે છે અને કેટલા વિશ્વાસ સાથે કહે છે,

وَلَمْ أَكُنْ بِدُعَائِكَ رَبِّ شَقِيًّا ۝

"હે મારા રબ ! હું ક્યારેય તારા પાસે દુઆ માંગીને નિરાશ નથી થયો." (સૂરઃ મરયમ, આ. ૪)

હઝરત ઝકરિયા (અલૈ.)ને હઝરત યાહ્યા (અલૈ.) જેવો સુપુત્ર મળે છે. જો વ્યક્તિ અલ્લાહ સમક્ષ હાથ ફેલાવીને સંપૂર્ણ નિખાલસતા અને સાચા હૃદયથી દુઆ કરે કે તે તેના ગુનાહોને માફ કરી દે, તેની ગફલતોને દૂર કરી દે, તેના મનમાંથી દુનિયાનો પ્રેમ કાઢી નાખે, આખિરતની ચિંતા પેદા કરી દે, તો ચોક્કસ તેની દુઆ સાંભળવામાં આવશે અને તેને એક નવું જીવન પ્રાપ્ત થશે. જો તે અલ્લાહતઆલાના દીનની સેવા કાજે પોતાની જાતને તેના સમક્ષ રજૂ કરી દેશે, તો આશા છે કે તે આ સૌભાગ્યથી વંચિત નહીં રહે, તેની તૌફિક તેને મળશે.

وَقَالَ رَبُّكُمُ ادْعُونِي أَسْتَجِبْ لَكُمْ ۚ إِنَّ الَّذِينَ
يَسْتَكْبِرُونَ عَنْ عِبَادَتِي سَيَدْخُلُونَ جَهَنَّمَ دَاخِرِينَ ﴿٦٠﴾

"તમારા રબ (પ્રભુ)એ કહ્યું છે કે મને પોકારો, હું પોકાર સાંભળીશ. જે લોકો અભિમાનમાં આવીને મારી બંદગીથી મોઢું ફેરવે છે, નિઃશંક, તેઓ જહન્નમમાં અપમાનિત થઈને દાખલ થશે."

(સૂરઃ મોમિન, આ. ૬૦)

અલ્લાહતઆલા માનવીની દુઆ સાંભળવા અને તેની આકાંક્ષાઓ પૂરી કરવા માટે હંમેશા તૈયાર છે, પરંતુ એ શરતે કે તે પણ તેનું અનુસરણ અને આજ્ઞાપાલન કરવા તૈયાર થઈ જાય.

وَإِذَا سَأَلَكَ عِبَادِي عَنِّي فَإِنِّي قَرِيبٌ ۖ أُجِيبُ دَعْوَةَ الدَّاعِ
إِذَا دَعَانِ ۖ فَلْيَسْتَجِيبُوا لِي وَلْيُؤْمِنُوا بِي لَعَلَّهُمْ يَرْشُدُونَ ﴿١٨٦﴾

"જ્યારે મારા બંદાઓ તમને મારા વિષે પ્રશ્ન કરે, તો બતાવો કે હું નજીક છું. દુઆ માગવાવાળાની દુઆને, જ્યારે તે દુઆ માગે તો કબૂલ કરું છું. તેથી તે મારા પોકાર પર લબ્બૈક કહે અને મારા પર ઈમાન લાવે, જેથી તેઓ સન્માર્ગ પામે." (સૂરઃ બકરહ, આ. ૧૮૬)

માગવાવાળો જ્યારે અલ્લાહથી માગે છે અને તેની શરતો પૂરી કરે છે, તો તેનો ખોળો આકાંક્ષાઓથી ભરાઈ જાય છે. (અપ્રસિદ્ધ)



# નીતિ અને કાર્ય-પદ્ધતિ

નજીકના ભૂતકાળમાં આપણા દેશમાં મુસલમાનોમાં જે ચળવળો ઊભી થઈ તે કાં તો કોમી ચળવળો હતી, અથવા સુધારણાની ચળવળો. કોમી ચળવળોએ મુસલમાનોની રાજકીય સમસ્યાઓમાં રસ લીધો અને તેમના રાજકીય અધિકારો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો. આ પ્રકારની ચળવળોનો સ્વભાવ જ સંભવતઃ એ પ્રકારનો હોય છે કે બીજી કોમો તેની હરીફ બની જાય છે. તેઓ તેની યોગ્ય માંગણીઓને પણ અમુક વખતે વિરોધી કોમની માંગણીઓની હેસિયતે જોવા લાગે છે. એ રીતે એક ઘર્ષણનું વાતાવરણ શરૂ થઈ જાય છે. આવા વાતાવરણમાં તે કોમો, જેનાથી ઘર્ષણ હોય, ઇસ્લામને પોતાના હરીફના ધર્મની હેસિયતથી તો જોઈ શકે છે, પરંતુ તેના ઉપર શાંત ચિત્તે વિચાર નથી કરી શકતી.

સુધારણાની ચળવળોનું સંબોધન માત્ર મુસલમાનોથી રહ્યું છે. તેમણે મુસલમાનોના અકીદાઓ (આસ્થાઓ), ચરિત્ર અને સામાજીક બાબતોની સુધારણાની કોશિશો કરી, પરંતુ એ તરફ કોઈ ખાસ ધ્યાન રહ્યું નહીં કે ઇસ્લામને બીજા વર્તુળો સુધી પહોંચાડવામાં આવે અને તેના વિશે તેમની ગેરસમજોને દૂર કરવામાં આવે.

જમાઅતે ઇસ્લામીએ આરંભથી જ કોમી ઘર્ષણથી પોતાને બચાવી રાખી અને સુધારણા ચળવળોની જેમ તેનું કાર્યક્ષેત્ર પણ માત્ર મુસલમાનો સુધી સીમિત પણ ન રહ્યું. તેનું સંબોધન મુસ્લિમોથી પણ છે અને બિનમુસ્લિમોથી પણ. તે મુસલમાનોથી માંગણી કરે છે કે તેઓ પોતાનું જીવન ઇસ્લામના બીબામાં ઢાળે અને 'ખૈરે ઉમ્મત' (ઉત્તમ સમુદાય) હોવાની સાબિતી આપે. તે બિનમુસ્લિમોને આમંત્રણ આપે છે કે તેઓ શાંતચિત્તે ઇસ્લામ ઉપર વિચાર કરે અને તેને સમજવાનો પ્રયત્નો કરે. જો તેના સત્ય હોવા ઉપર તેમનું હૃદય સાક્ષી આપે, તો આગળ વધીને તેનો સ્વીકાર કરે. આ મામલામાં તે કોઈ લાલચ અને બળજબરીને ખોટું અને નાજાયઝ (અનુચિત) સમજે છે. નિઃસંદેહ, તેનું કામ મોટાભાગે મુસલમાનો દરમ્યાન જ છે અને તેના સાહિત્યનો મોટો ભાગ પણ મુસલમાનોથી જ સંબંધિત છે, પરંતુ તેનું વલણ હંમેશા એ રહ્યું છે અને તે માટે તેણે પૂરતો પ્રયાસ કર્યો છે કે ઇસ્લામને માત્ર મુસલમાનોનો જ ધર્મ સમજી લેવામાં ન આવે

અને એવું વર્તન અપનાવવામાં ન આવે કે બિનમુસ્લિમોના હૃદયનાં દ્વાર ઈસ્લામ માટે બંધ થઈ જાય.

દા'વત (ઈસ્લામનું આમંત્રણ) ઉપરાંત, જમાઅતે ઈસ્લામીએ રાજકારણમાં પણ શુદ્ધ ઈસ્લામી દૃષ્ટિકોણ જ અપનાવ્યો છે. ઘણા દીનદાર વર્તુળો રાજકારણને વ્યવહારિક રીતે 'શજ્રએ-મમનૂઆ' (પ્રતિબંધિત) વસ્તુ સમજે છે, તેઓ આ 'ગંદકી'થી અલગ રહેવા માગે છે. તેને પવિત્ર અને શુદ્ધ કરવાની કોશિશ પણ તેમના નજીક એક 'નાપાક' કોશિશ છે. પોતાના આ વ્યવહારનો તેઓ પોતે વધારે સારો ખુલાસો કરી શકે છે. પરંતુ અમારા મત મુજબ આના પાછળ એક ખાસ પ્રકારનું ખાનકાહી (મઠવાસીઓ જેવું અથવા વૈરાગી) માનસ છે. બની શકે છે આ માનસ અમુક લોકોના સ્વભાવથી સુસંગત હોય અને તેમાં તેઓ આકર્ષણ પણ અનુભવતા હોય. પરંતુ દીનથી તેનો સંબંધ જોડવો અત્યંત મુશ્કેલ છે.

દીન આપણા જીવન માટે એક આચાર-વિચારનો એક અખંડ દૃષ્ટિકોણ આપે છે, જેમાં રાજકારણ પણ સામેલ છે. એટલા માટે જમાઅતે ઈસ્લામી, ન તો રાજકારણને દીનથી બહારની વસ્તુ સમજે છે, ન તેને સંપૂર્ણ દીન માને છે; બલ્કે તેને દીનનું જરૂરી અને અનિવાર્ય અંગ સમજે છે અને એ જ હેસિયતથી તેનો પરિચય કરાવે છે.

એ વાતમાં કોઈ શંકા નથી કે જીવનના બીજા ક્ષેત્રોની જેમ વર્તમાન રાજકારણની દિશા પણ ખોટા માર્ગે ફંટાઈ ગઈ છે અને તેણે સમગ્ર દુનિયાને ઉપદ્રવ અને બગાડથી ભરી દીધી છે. પરંતુ આ બાબતનો જેમને અહેસાસ છે, તેઓ કાં તો પોતાના હિતો ખાતર ચૂપ અને મૂંગા છે અથવા માત્ર ટીખળ, મોજ-મસ્તી અને નુસખાઓથી તેનો ઈલાજ કરવા માંગે છે. જ્યારે કે તેનું ખરું કારણ અલ્લાહત્આલાની સર્વોચ્ચ સત્તા અને તેના કાનૂનની અવગણના છે. કોઈ વ્યક્તિ, સમૂહ કે રાજ્યને ખુદાના કાનૂનથી નિરપેક્ષ રહીને શાસન કરવાનો અધિકાર આપવામાં આવશે, તો તે નિરંકૂશ થઈ જ જશે; અને નિરંકૂશ તાકાત જે કંઈઈપણ કરી નાંખે તે ઓછું છે. આ પાયાની વાસ્તવિકતાની સામાન્ય રીતે અવગણના કરવામાં આવતી હોય છે, તેથી જમાઅત ભારપૂર્વક અને પૂરી શક્તિ સાથે આ તરફ ધ્યાન આપવાનું કહે છે. આના વિશે એમ કહેવામાં આવે છે કે જમાઅત ઉપર રાજકારણ છવાયેલું છે અને તેણે દીનને રાજકારણ બનાવી દીધું છે.

સમગ્ર વિશ્વ અત્યારે સખત નૈતિક અધઃપતનનો સામનો કરી રહ્યું છે. દરેક બાજુ અત્યાચાર, અન્યાય, આર્થિક શોષણ, લૂટફાટ, અસમાનતા, પૂર્વગ્રહ અને સંકુચિતતાએ પોતાના લોહીભીના પંજા જમાવી દીધા છે. જે કોમોના સભ્ય અને ચરિત્રવાન હોવાના ગુણ ગાવામાં આવે છે, તેમની સભ્યતા અને ચરિત્રની કેટલીક

ચોક્કસ 'મર્યાદાઓ' છે. તેનાથી તેઓ આગળ નથી વધતા. આ કોમો પરસ્પર તો ખૂબ જ સભ્ય અને ચરિત્રવાન દેખાય છે, પરંતુ બીજી કોમો પ્રત્યે તેમનું વલણ સભ્યતા અને ચરિત્રથી નિમ્ન અને અત્યંત અસભ્ય હોય છે. તેઓ ન્યાય અને ઇન્સાફ, સમાનતા, જાન અને માલનો આદર, પ્રમાણિકતા, સચ્ચાઈ અને અમાનતદારી અને વચનપાલન જેવા નૈતિક ગુણોની તો રાત-દિવસ ચર્ચા કરતા રહે છે અને એમ કહેવામાં કોઈ સંકોચ પણ નથી કે તેમના વચ્ચે મોટાભાગે તેનું ચલણ પણ છે. પરંતુ આ મૂલ્યોને તેમણે કોમી (રાષ્ટ્રીય) દૃષ્ટિકોણથી લાભદાયક સમજીને અપનાવ્યા છે. તેથી રાષ્ટ્રીય હિતોથી જ્યારે આ ટકરાય છે, તો તેને પાયમાલ કરવામાં પણ તેમને વાર નથી લાગતી. જેથી રાષ્ટ્રીય સ્તરે તેમનું જે ચરિત્ર જોવા મળે છે, તેનો અનુભવ મોટાભાગે ઘણાં બનાવોમાં આંતરરાષ્ટ્રીય કક્ષાએ થતો નથી. આ સભ્ય કોમો પોતાના અને પોતાના સહયોગીઓ માટે જે વલણ પસંદ કરે છે, એવું જ વલણ બીજી કોમો સાથે અપનાવવા તૈયાર નથી હોતી. ઈસ્લામની દૃષ્ટિએ તેનું મૂળ કારણ ખુદાને ભૂલી જવું અને તેનાથી નિરપેક્ષ થઈ જવું છે અથવા તેની અવગણના કરવી છે. જ્યાં સુધી માનવી ખુદાના સામે માથું નમાવવા તૈયાર ન થઈ જાય, તેના ચરિત્રમાં ઉન્નતિ અને વ્યક્તિત્વમાં શ્રેષ્ઠતા આવી નથી શકતી. જમાઅતે ઈસ્લામી આ પરિપ્રેક્ષ્યમાં રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સમસ્યાઓ અંગે નિઃસંકોચ પોતાના વિચારો રજુ કરે છે અને સંપૂર્ણ એકાગ્રતા સાથે ખુદાની બંદગી અને તેનું સંપૂર્ણ અનુસરણ કરવાનું આમંત્રણ આપે છે.

ઈસ્લામ સામાજિક જીવનમાં ન્યાય અને ઇન્સાફ, પ્રમાણિકતા અને અમાનતદારી, સચ્ચાઈ અને સદાચાર, ભાઈચારો અને સમાનતા, આસ્થા, ધર્મ અને વાણી-સ્વાતંત્ર્યની આઝાદી, સહિષ્ણુતા અને બિનપક્ષપાતી વર્તન જેવાં ઉચ્ચ નૈતિક મૂલ્યોનો વાહક છે. આ જ મૂલ્યો કોઈપણ સમાજને જીવંત રાખે છે અને તેના વિકાસના માર્ગો સુદૃઢ કરે છે. જે સમાજમાં નૈતિક મૂલ્યો પાયમાલ થતા હોય, તે ખૂબ જલ્દી પોતાના જીવવાની ક્ષમતા ખોઈ બેસે છે અને મૃત્યુથી સમીપ થતો જાય છે. જમાઅતે ઈસ્લામી દેશમાં આ જ પવિત્ર મૂલ્યોને ઉત્તેજન આપવા ચાહે છે. તેને તે પોતાની દીની અને નૈતિક ફરજ અને દેશની ભલાઈ સમજે છે.

જમાઅતે ઈસ્લામી પોતાના સિદ્ધાંતો અને વિચારધારાના મામલામાં કોઈ સમજૂતી કે સમાધાનને સાચું નથી માનતી અને કોઈપણ ભોગે તેની પાબંદી જરૂરી સમજે છે. તેથી ઘણા લોકો તેને રૂઢિવાદી, કોમવાદી, સંકુચિત અને પૂર્વગ્રહયુક્ત જેવા ઈલ્કાબો અને વિશેષણોથી નવાજતા રહે છે. જો કે જે વ્યક્તિ પણ જમાઅતના બંધારણ, તેની નીતિ અને તેની અત્યાર સુધીની કાર્ય-પદ્ધતિનો ગંભીરતાથી અભ્યાસ કરશે, તો તે આ પ્રકારના આક્ષેપો મૂકવાની હિંમત નથી કરી શકતો. આ પ્રકારના નિરાધાર

આક્ષેપોનો રદિયો જનસેવાના તે કાર્યોથી પણ થઈ જાય છે, જે જમાઅતે અત્યાર સુધી કર્યા છે, અને હજુ કરી રહી છે. જનસેવા દ્વારા તે કોઈ ભૌતિક કે રાજકીય લાભ મેળવવા નથી માંગતી, બલ્કે તેને તે પોતાની એક પવિત્ર નૈતિક અને ધાર્મિક ફરજ સમજે છે. તેના કાર્યક્રમોમાં દરેક વર્ગના અશક્ત, અપંગે, ગરીબ, અનાથ લોકો અને વિધવાઓ તેમજ જરૂરતમંદોની મદદ કરવી સામેલ છે. આમાં તે કોઈપણ પ્રકારના ફરક કે ભેદભાવને વચ્ચે લાવતી નથી. તેણે દેશના વિવિધ ભાગોમાં રિલીફની જે સેવાઓ બજાવી છે, તે એ વાતનો પુરાવો છે કે તે બિનમુસ્લિમો સાથે કોઈપણ પ્રકારના પક્ષપાતથી વર્તતી નથી. તેના દ્વારા સ્થપાયેલ દવાખાનાઓ અને હોસ્પિટલોથી ધર્મ અને જાતિના ભેદભાવ વગર તમામ લોકો લાભ મેળવી રહ્યા છે.

કેટલાક લોકો જમાઅતને લોકશાહી (Decomcracy) ની વિરોધી સમજે છે. આ સાચું નથી. તે એક પાસાથી લોકશાહીની વર્તમાન કલ્પનાથી મતભેદ ધરાવે છે, તો બીજા પાસાથી સ્પષ્ટ શબ્દોમાં તેની તરફેણ કરે છે.

લોકશાહીમાં સત્તાનું કેન્દ્ર લોકો હોય છે. તેમને જ કાનૂન બનાવવાનો અધિકાર પ્રાપ્ત હોય છે. તેઓ જ એ નિર્ણય કરી શકે છે કે તેમના માટે જીવન-વ્યવસ્થાના કયા નિયમો યોગ્ય છે અને કયા ખોટા છે ? યોગ્ય કે અયોગ્ય અને સાચા-ખોટાનો સંપૂર્ણ અધિકાર તેઓ ધરાવે છે. તેમની સત્તાને છીનવી લેવી અથવા તેના ઉપર પ્રતિબંધ લગાડનારી કોઈ બીજી શક્તિ નથી હોતી. કાયદો બનાવવાનું કામ વ્યવહારિક રીતે તેમના પ્રતિનિધિઓ કરે છે અને તેઓ જ શાસન-વ્યવસ્થા ચલાવે છે.

ઈસ્લામ આ અર્થમાં લોકશાહીને માનતો નથી. તેના મતે અલ્લાહતઆલા જ દેશનો માલિક છે. તેની જાત સત્તાનો સ્રોત છે. કાનૂન આપવાનો અધિકાર તેને જ છે. માનવી કાનૂન ઘડનારો નહીં, બલ્કે અલ્લાહે આપેલ કાનૂન પર અમલ કરનારો અને તેને દુનિયામાં લાગુ કરનારો છે. તે એટલી જ હદ સુધી સ્વતંત્ર છે, જે હદ સુધી અલ્લાહે તેને પાબંદ બનાવ્યો છે. તે તેના જ માર્ગદર્શન મુજબ પોતાના માટે સિદ્ધાંતો અને નિયમો બનાવશે અને તેણે કાયમ કરેલ સીમાઓના અંદર રહીને અમલ કરશે. ઈસ્લામની આ કલ્પના લોકશાહીની વર્તમાન કલ્પનાથી વિસંગત છે. તેથી જમાઅત તેને બિનઈસ્લામી સમજે છે.

લોકશાહીનું આ એક પાસુ છે. બીજું પાસુ એ છે કે તેમાં સમાનતા, ન્યાય અને ઈન્સાફની કલ્પના જોવા મળે છે અને તેની રૂએ દેશના તમામ નાગરિકો રાજકીય, સામાજિક અને કાનૂની રીતે સમાજ દરજ્જો ધરાવે છે. નાગરિક-અધિકારો તમામના સમાન છે. કોઈને કોઈના ઉપર પ્રાથમિકતા કે શ્રેષ્ઠતા નથી. લોકશાહીમાં દેશના કાયદાની

પ્રાધાન્યતા સ્વીકારવામાં આવી છે, અને લઘુમતીઓના અધિકારોની બાંહેધરી આપવામાં આવી છે. તેમાં દરેક વ્યક્તિને વાણી-લેખનની, વિચાર અને મતની તેમજ આસ્થા અને ધર્મની સ્વતંત્રતા પ્રાપ્ત છે. કોઈ સામૂહિક ધ્યેય માટે સંગઠન બનાવવાનો અને સંસ્થાની સ્થાપના કરવાનો નાગરિકોને અધિકાર છે. આ તમામ વાતો ઈસ્લામી શિક્ષાઓથી સુસંગત છે. આ પાસાથી જમાઅત લોકશાહીની તરફેણ કરે છે. વર્તમાન સંજોગોમાં તેને દેશ માટે ઉત્તમ અને યોગ્ય રાજકીય પદ્ધતિ સમજે છે.

લોકશાહીમાં મતભેદ અને તેને વાચા આપવાનો દરેક વ્યક્તિને હક્ક પ્રાપ્ત છે. આ હક્ક હેઠળ જમાઅત એ માન્યતાની ટીકા પણ કરે છે કે માનવીને ખુદાના માર્ગદર્શનની કોઈ જરૂરત નથી, દેશના નાગરિકો સત્તાના સ્વામી છે, તે પોતાની સ્વતંત્ર મરજીથી કાનૂન બનાવી શકે છે અને તેમનાથી ઉપર કોઈ બીજી સત્તા નથી.

લોકશાહીનો એક બુનિયાદી તકાદો એ છે કે દેશની પ્રજા ઉપર કોઈ વિચારધારા, જીવનની કોઈ ફિલસૂફી અને શાસન-વ્યવસ્થા બળજબરીથી લાગુ પાડવામાં ન આવે, બલ્કે અહીં જે કંઈ પણ ફેરફાર કરવામાં આવે, તે પ્રજાની સ્વતંત્ર મરજીથી કરવામાં આવે. જમાઅતે ઈસ્લામી પોતાના સંઘર્ષમાં આ સિદ્ધાંતની સંપૂર્ણ પાબંદ છે. તેથી તેના બંધારણમાં કુર્આન અને સુન્નતને તેનો (અર્થાત્ જમાઅતે ઈસ્લામી હિંદનો) વાસ્તવિક આધાર અને પાયો બતાવ્યા પછી કહેવામાં આવ્યું છે –

> "જમાઅત પોતાના દરેક કાર્યોમાં નૈતિક મર્યાદાઓની પાબંદ રહેશે અને ક્યારેય પણ એવા સાધનો અને રીતો નહીં અપનાવે, જે સચ્ચાઈ અને પ્રમાણિકતાથી વિરુદ્ધ હોય અથવા જેનાથી સાંપ્રદાયિક વૈમનસ્ય, વર્ગીય સંઘર્ષ અને ધરતી ઉપર બગાડ પેદા થાય."

> "જમાઅત પોતાના ઉદ્દેશ્યની પ્રાપ્તિ માટે રચનાત્મક અને શાંત પદ્ધતિઓ અપનાવશે, અર્થાત તે પ્રચાર-પ્રસાર, શિખામણ અને વિચારધારાની પ્રસિદ્ધિના માધ્યમથી માનવી અને વ્યક્તિત્વોની સુધારણા કરશે અને આ રીતે દેશના સામૂહિક જીવનમાં અપેક્ષિત સદાચારપૂર્ણ ક્રાંતિ લાવવા માટે જનમતને પ્રશિક્ષિત કરશે."

જમાઅતની પોલિસીમાં આ જ વાત આ શબ્દોમાં કહેવામાં આવી છે –

> "જમાઅતે ઈસ્લામી હિંદ પોતાના ધ્યેયની પૂર્તિ માટે અલ્લાહના ગ્રંથ અને અલ્લાહના રસૂલ ﷺ ની સુન્નતને પાબંદ છે અને તે જ માર્ગદર્શન મુજબ નૈતિક, રચનાત્મક, શાંત અને પ્રજાતાંત્રિક અને બંધારણીય

તરીકાઓ અપનાવે છે અને એવા તરીકાઓથી દૂર રહે છે, જે સદાચાર અને પ્રમાણિકતાના વિરુદ્ધ હોય અને જેનાથી સાંપ્રદાયિક વૈમનસ્ય, વર્ગીય સંઘર્ષ અને ધરતી ઉપર અરાજકતા પેદા થઈ શકતી હોય.

'લોકશાહી અને બંધારણીય'ના અર્થઘટનમાં ચૂંટણીલક્ષી રાજકારણમાં ભાગ લેવો પણ સામેલ છે. જેથી જમાઅત યોગ્ય સમયે પોતાના સિદ્ધાંતો હેઠળ ચૂંટણીમાં ભાગ લઈ શકે છે."

જમાઅતના બંધારણ અને નીતિના આ શબ્દો એ વાતની ઘોષણા કરે છે કે જમાઅત પોતાના ધ્યેય અને ઉદ્દેશ્યને પ્રાપ્ત કરવા માટે શાંત, નૈતિક અને બંધારણીય ઉપાયો અપનાવી શકે છે. અરાજકતા, ઉપદ્રવ, તોડફોડ અને નફરત જેવા ઘૃણાસ્પદ તરીકાઓ તેના બંધારણ, કાર્યપધ્ધતિ અને સ્વભાવથી તદ્દન વિરુદ્ધ છે. આ અનુચિત તરીકાઓને તે ત્યારે જ ધારણ કરી શકે છે, જયારે તે પોતાના પવિત્ર ધ્યેય અને ઉદ્દેશ્યથી વિમુખ થઈ જાય, જેના માટે તે કોઈપણ ભોગે તૈયાર નથી.

